# ગુપ્ત વિદ્યા

અને

# અજાયબીનો ભંડાર.

સંપાદક અને પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર એન્ડ પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.

શ્રી 'ભાગ્યોદય' પ્રીન્ટીંગ પ્રેસમાં

જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું.

ખાડીઆ—અમદાવાદ.

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કિંમત રૂ. ૦-૮-૦

# ગુપ્ત વિદ્યા.

## અને

## અજાયબીનો ભંડાર અને હુન્નરનો સાગર.

### પ્રકરણ ૧ લું.

### કેટલાંક વરસની અધીક મહીનાની યાદી.

| શાકે—૧૭૯૧ | ૧૭૯૩ | ૧૭૯૬ | ૧૭૯૯ | ૧૮૦૧ | ૧૮૦૪ |
|---|---|---|---|---|---|
| વૈશાખ | ભાદરવો | અષાડ | જેઠ | આસો | શ્રાવણ |
| ૧૮૦૭ | ૧૮૧૦ | ૧૮૧૨ | ૧૮૧૫ | ૧૮૧૮ | ૧૮૨૦ |
| જેઠ | ચઇત્ર | ભાદરવો | અસાડ | જેઠ | આસો |
| ૧૮૨૩ | ૧૮૨૬ | ૧૮૨૯ | ૧૮૩૧ | ૧૮૩૪ | ૧૮૩૭ |
| શ્રાવણ | જેઠ | ચઇત્ર | શ્રાવણ | અસાડ | વઇશાખ |
| ૧૮૩૯ | ૧૮૪૨ | ૧૮૪૫ | ૧૮૪૮ | ૧૮૫૦ | ૧૮૫૩ |
| ભાદરવો | શ્રાવણ | જેઠ | ચઇત્ર | શ્રાવણ | અસાડ |
| ૧૮૫૬ | ૧૮૫૮ | ૧૮૬૧ | ૧૮૬૪ | ૧૮૬૭ | ૧૮૬૯ |
| વઇશાખ | ભાદરવો | શ્રાવણ | જેઠ | ચઇત્ર | શ્રાવણ |
| ૧૮૭૨ | ૧૮૭૫ | ૧૮૭૭ | ૧૮૮૦ | ૧૮૮૩ | ૧૮૮૬ |
| અસાડ | વઇશાખ | ભાદરવો | શ્રાવણ | જેઠ | ચઇત્ર |
| ૧૮૮૮ | ૧૮૯૧ | ૧૮૯૪ | ૧૮૯૬ | ૧૮૯૯ | ૧૯૦૨ |

| શ્રાવણ | અસાડ | વઇશાખ | ભાદરવો | અસાડ | જેઠ |
|---|---|---|---|---|---|
| ૧૯૦૪ | ૧૯૦૭ | ૧૯૧૦ | ૧૯૧૩ | ૧૯૧૫ | ૧૯૧૮ |
| આસો | શ્રાવણ | જેઠ | વઇશાખ | ભાદરવો | અસાડ |
| ૧૯૨૧ | ૧૯૨૩ | ૧૯૨૬ | ૧૯૨૯ | ૧૯૩૨ | ૧૯૩૪ |
| જેઠ | આસો | શ્રાવણ | જેઠ | વઇશાખ | ભાદરવો |
| ૧૯૩૭ | ૧૯૪૦ | ૧૯૪૨ | ૧૯૪૫ | ૧૯૪૮ | ૧૯૫૧ |
| અસાડ | જેઠ | આસો | શ્રાવણ | જેઠ | ચઇત્ર |
| ૧૯૫૩ | ૧૯૫૬ | ૧૯૫૯ | ૧૯૬૧ | ૧૯૬૪ | ૧૯૬૭ |
| ભાદરવો | અસાડ | જેઠ | આસો | અસાડ | જેઠ |
| ૧૯૬૯ | ૧૯૭૨ | ૧૯૭૫ | ૧૯૭૮ | ૧૯૮૦ | ૧૯૮૩ |
| ફાગણ | શ્રાવણ | અસાડ | વઇશાખ | ભાદરવો | અસાડ |
| ૧૯૮૬ | ૧૯૮૮ | ૧૯૯૧ | ૧૯૯૪ | ૧૯૯૭ | ૧૯૯૯ |
| જેઠ | ફાગણ | શ્રાવણ | અસાડ | વઇશાખ | ભાદરવો |
| ૨૦૦૨ | ૨૦૦૫ | ૨૦૦૭ | ૨૦૧૦ | ૨૦૧૩ | ૨૦૧૬ |
| અસાડ | જેઠ | ફાગણ | શ્રાવણ | અસાડ | વઇશાખ |
| ૨૦૧૮ | ૨૦૨૧ | ૨૦૨૪ | ૨૦૨૬ | ૨૦૨૯ | ૨૦૩૨ |
| ભાદરવો | અસાડ | જેઠ | આસો | શ્રાવણ | અસાડ |
| ૨૦૩૫ | ૨૦૩૭ | ૨૦૪૦ | ૨૦૪૩ | ૨૦૪૫ | ૨૦૪૮ |
| વઇશાખ | ભાદરવો | અસાડ | વઇશાખ | ભાદરવો | શ્રાવણ |
| ૨૦૫૧ | ૨૦૫૪ | ૨૦૫૬ | ૨૦૫૯ | ૨૦૬૨ | ૨૦૬૪ |
| જેઠ | વઇશાખ | ભાદરવો | અસાડ | જેઠ | ભાદરવો |
| ૨૦૬૭ | ૨૦૭૦ | ૨૦૭૩ | | | |
| શ્રાવણ | જેઠ | વઇશાખ | | | |

ઉપરના કોઠા પરથી જણાશે કે દર ત્રીજે અગર ચોથે વર્ષે ઘણુંકરીને અધિક માસ આવે છે, તો પણ કેટલીક વખતે લાગટ એક વર્ષમાં બે વખત્ત પણ આવે છે તેની યાદી નિચે મુજબ છે. ઘણું કરી જયારે આમાં વિશેષ અધિક માસ આવે છે, ત્યારે ક્ષય માસ પણ આવે છે.

## વિશેષ અધિક માસની યાદી.

| ૧૮૮૫ | ૧૯૦૪ | ૧૯૫૦ | ૧૯૬૯ | ૨૦૦૭ | ૨૦૨૬ | ૨૦૪૫ |
|---|---|---|---|---|---|---|
| આસો | ફાગણ | કારતક | માગસર | કારતક | ફાગણ | ફાગણ |

## ક્ષય માસ કોષ્ટક.

| ૧૮૮૫ | ૧૯૦૪ | ૧૯૫૦ | ૧૯૬૯ | ૨૦૦૭ | ૨૦૨૬ | ૨૦૪૫ |
|---|---|---|---|---|---|---|
| માગસર | પોષ | માગસર | માગસર | કારતક | માગસર | પોષ |

આ ઉપરથી જણાશે કે વિશેષ અધિકમાસ અને ક્ષયમાસ સાથેજ આવે છે.

---

ઇસ્વી સન ૧૮૯૬ થી ૨૦૯૯ સુધીમાં કોઇ પણ વર્ષના કોઇ પણ મહીનાની તારીખે કીયોવાર આવશે તે જાણવાનું પંચાંગ.

| કોલમના મહીના. | | * | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૧૮૯૬ | ૧૮૯૭ | ૧૮૯૮ | ૧૮૯૯ | ૧૯૦૦ | ૧૯૦૧ | ૧૯૦૨ | ૧૯૦૩ | ૧૯૦૪ | ૧૯૦૫ | ૧૯૦૬ | ૧૯૦૭ | ૧૯૦૮ | ૧૯૦૯ | ૧૯૧૦ | ૧૯૧૧ | ૧૯૧૨ |
| જાન્યુઆરી | જાન્યુઆરી. ... | બુ. | શુ. | શ | ર. | સો. | મં. | બુ. | ગુ | શુ. | ર. | સો. | મં | બુ | શુ | શ. | ર | સો. |
| ફેબ્રુઆરી | ફેબ્રુ.માર્ચ. .... | શ. | સો. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | ર. | સો. | બુ | ગુ. | શુ. | શ. | સો. | મં | બુ. | ગુ. |
| માર્ચ | ... ... ... | ર. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | ર. | સો. | મં. | ગુ. | શુ. | શ. | ર. | મં. | બુ. | ગુ. | શુ. |
| એપ્રીલ ... | ... ... ... | બુ. | શુ. | શ. | ર. | સો. | મં. | બુ. | ગુ. | શુ. | ર. | સો. | મં. | બુ. | શુ. | શ. | ર. | સો. |
| મે... ... | આગસ્ટ. ... | શુ. | ર. | સો. | મં | બુ. | ગુ. | શુ. | શ. | ર. | મં. | બુ. | ગુ. | શુ. | ર. | સો. | મં. | બુ. |
| જુન... ... | સપ્ટેમ્બર....... ડીસેમ્બર... ... | સો. | બુ. | ગુ. | શુ. | શ. | ર. | સો. | મં. | બુ. | શુ. | શ. | ર. | સો. | બુ. | ગુ. | શુ. | શ. |
| જુલાઇ... ... | અકટોબર. ... | બુ. | શુ. | શ. | ર. | સો. | મં. | બુ. | ગુ. | શુ | ર. | સો. | મં. | બુ. | શુ. | શ. | ર. | સો. |
| ઓગસ્ટ.... ... | નવેંબર. ... | શ. | સો. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | ર. | સો | બુ. | ગુ. | શુ. | શ. | સો. | મં. | બુ. | ગુ. |
| સપટેમ્બર ... | એપ્રીલ ... | મં. | ગુ. | શુ. | શ. | ર. | સો. | મં. | બુ. | ગુ. | શ. | ર. | સો. | મં. | ગુ. | શુ. | શ. | ર. |
| અકટોબર. ... | મે... ... ... | ગુ. | શ. | ર. | સો. | મ. | બુ. | ગુ. | શુ. | શ. | સો. | બુ. | ગુ. | શ. | ર. | સો. | મં. | |
| નવેમબર. .... | જુન ... ... | ર. | મં. | બુ. | ગુ. | શુ. | શ. | ર. | સો. | મં. | ગુ. | શુ. | શ. | ર. | મં. | બુ. | ગુ. | શુ. |
| ડીસેંમબર ,... | જુલાઇ... ... | મં. | ગુ. | શુ. | શ. | ર. | સો. | મં. | બુ. | ગુ. | શ. | ર. | સો. | મં. | ગુ | શુ. | શ. | ર |

*આ વરસને લીપ યયર ગણતા નહીં. પંચાંગ જોવાની રીત જુઓ પછવાડે.

| કોલમ નં ૦ | ↑ | ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩ ૨૪ ૨૫ ૨૬ ૨૭ ૨૮ |
|---|---|---|
| ૨૯. દિવસ ફેબરૂઆરી-વાળા વર્ષના | મ. ૨૮ દિ. ફેબરૂઆરી-વાળા વર્ષના | ૧૯૧૩ ૧૯૧૪ ૧૯૧૫ ૧૯૧૬ ૧૯૧૭ ૧૯૧૮ ૧૯૧૯ ૧૯૨૦ ૧૯૨૧ ૧૯૨૨ ૧૯૨૩ ૧૯૨૪ ૧૯૨૫ ૧૯૨૬ ૧૯૨૭ ૧૯૨૮ |
| જાન્યુઆરી ... | જાન્યુઆરી. ... | બુ. ગુ. શુ. શ. સો. મં. બુ. ગુ. શ. ર, સો, મં, ગુ, શુ, શ, ર, |
| ફેબરૂઓરી ... | ફેબરૂઆરી. ... | શ, ર, સો, મં. બુ. ગુ, શુ, શ, ર, મં, ગુ, શુ, ર, સો મં બુ, |
| મારચ ... | મારચ... ... | ર, સો. મં, બુ, શુ. શ, ર, શો, બુ, ગુ, શુ, શ, સો મં, બુ, ગુ. |
| એપ્રીલ ... | ......... | બુ ગુ ગુ શુ સ સો મં બુ, ગુ, શ ર સો મં ગુ શુ શ ર. |
| મે... ... | ......... | શુ, શ, ર સો. બુ. ગુ, શુ શ, ર સા, મં, બુ, ગુ, શ, સો મં. |
| જુન... ... | આગસ્ટ ... | |
| | સપટેમબર ... | સો, મં, બુ, ગુ, શ, ર, સો, મં, ગુ, શુ, શ, ર મં બુ, ગુ, શુ. |
| જુલાઇ... ~ | ડીસેમબર ... | |
| આગસ્ટ. ... | અકટોમબર ... | બુ, ગુ શુ, શ, સો મં, બુ, ગુ, શ, ર, સો મં, ગુ, શુ, શ, ર. |
| સપટેમબર ... | નવેમબર ... | શ, ર સો મં, ગુ, શુ, શ, ર, મં બુ ગુ, શુ ર. સો મં બુ, |
| અકટોમબર ... | એપ્રીલ ... | મં, બુ, ગુ, શે ર, સા, મં બુ, શુ શ ર સે બુ. ગુ. શુ. શ, |
| નવેમબર... ... | મે... ... | ગુ. શુ, શ, ર, મં, બુ, ગુ શુ. ર, સો મં. બુ શુ શ, ર, સો |
| ડીસેમબર ... | જુન... ... | ર, સો. મં, બુ શુ શ ર, સો બુ, ગુ, શુ, શ, સો મં બુ, ગુ, |
| | જુલાઇ... ... | મં, બુ, ગુ, શુ, ર, સો મં, બુ. શુ, શ, ર, સો [illegible], ગુ, શુ, શ, |

જે વર્ષમાં અઠાવીસ તારીખનો ફેબ્રુઆરી હોય તે વર્ષને માટે મહીનાઓનાં બીજા કોલમમાં અને ૨૯ દીવસનાં ફેબ્રુઆરીવાળા વર્ષમાં પ્રથમ લખેલા મહીનામાં જોવું.

## પંચાગ જોવાની રીત.

જે વર્ષ માટે જોવું હોય તે વર્ષના ખાનામાંથી નીચે જોતા આવો, અને એમ જોતાં જે મહીના માટે જોવું હોય તે મહીનાની હારથી સીધા જુઓ, એટલે બન્ને આડી ઉભી હારો જે વાર આગળ ભેગી મળશે તેજ વાર તે મહીનાની પહેલી તારીખે આવશે એમ સમજવું. પછી જેટલામી તારીખ માટે જાણવું હોય તે આંકને સાતે ભાગવો અને ભાગાકાર કરતાં નીચે જો એક વધે તો પહેલી તારીખનો અને તે તારીખનો એકજ વાર જાણવો, બે વધે તો તેની પછીનો, ત્રણ વધે તો તે વારથી ત્રીજો એમ ગણવું. અને જો કંઇ ન વધે તો તેની આગળનો વાર જાણવો. સુચના આ પંચાંગમાં સને ૧૯૧૮ સુધીનાજ વર્ષ માટે જણાવવામાં આવ્યું છે. પરંતુ તેની મદદથી સને ૨૦૯૯ સુધીના વર્ષ સુધીની તારીખ વાર જોઇ શકાય છે. એ જાણવાની રીત એવી છે કે સ. ૧૯૨૮ પછીના કોઇ પણ વર્ષ માટે જાણવું હોય તો તે વર્ષની સંખ્યામાંથી ૧૯૦૦ ની રકમ બાદ કરવી પછી જે બાકી તેને ૨૮) ભાગવા. ભાગતાં જે નિચે શેષ વધે તે માટે મથાળે જે કોલમના નંબર માંડેલા છે તેમાંથી સંખ્યાવાળા બાકી વધેલાં આંકડાની કોલમની હારમાં જોવું અને જો કંઇ ન વધ્યું હોય તો (૦) શુન્યવાળી હારમાં જોવું.

ઉદાહરણ—ધારો કે સને ૧૯૫૪ ની ૧૫ મી એપ્રીલે કીયો વાર આવશે ?

રીત—૧૯૫૪ માંથી ૧૯૦૦ બાદ કર્યા એટલે બાકી ૫૪ રહ્યા તેને ૨૮) એ ભાગ્યા એટલે બાકી ૨૬ રહ્યા માટે મથાળે જે કાલમના આંકડા માંડેલાં છે. તેમાંથી ૨૬ નો આંકડો માંડેલી કોલમની હારણાંથી નિચે જોતાં અને એ વર્ષ ઓગણત્રીસ દિવસના ફેબ્રુઆરીનું નથી માટે મહીનાની બીજી હારમાંના એપ્રીલ માસથી સીધા જોતાં ગુરૂવાર મળ્યો તે એપ્રીલ મહીનાની પહેલી તારીખનો વાર થયો પરંતુ આપણે તો ૧૫ મી તારીખનો વાર જોઇએ છે. માટે ૧૫ ની સંખ્યા ને સાતે ભાગ્યા તે, નિચે એક વધ્યો તેથી પંદરમી તારીખનો વાર પણ ગુરૂવારજ થયો, જો શુન્ય વધી હોત તો બુધવાર આવત. અને જો બે વધ્યા હોત તો શુક્રવાર, ત્રણ વધ્યા હોત તો રવીવાર, પાંચ વધ્યા હોત તો સોમવાર, અને છ વધ્યા હોત તો મંગળવાર આવત.

## ૪ વરસાદ કેટલે દુર પડે છે તે જાણવાની રીત.

જે વખત વીજળી થાય તે વખત તરતજ આપણી નાડીપર હાથ રાખવો. અને વીજળી થયા બાદ જેટલીવારે ગર્જના થાય, ત્યાં સુધીમાં નાડીના કેટલાં ધબકારા થાય છે તે ગણી જોવા બાદ જેટલી વાર નાડી ધબકી હોય તેને પાંચે ભાગતાં જે જવાબ આવે તેટલા માઇલ દુર વરસાદ પડે છે એમ જાણવું. જેમકે જો નાડી દશ વખત ઉછળી હોય તો આપણાથી બે માઇલ દુર વરસાદ પડે છે એમ સમજવું.

૫ જો કોઇ માણસ આવીને પુછે કે આ વર્ષમાં ચંદ્ર અગર સુર્ય ગ્રહણ થશે કે નહી, અને જો થશે તો કિયા મહીનાની કઇ તિથી, વાર અને નક્ષત્રમાં કેટલી વખતે થશે, અને કેટલી વખત સુધી રહેશે, વીગેરે બાબતોના સમાધાન માટે અમે ગ્રહણ દર્શન નામનો એક કોઠો નિચે લખીએ છીએ, જે જોઇ જોતિષી ગયેલાં છવીશ તથા આવતાં છવીસ વર્ષોના ગ્રહણો કહી શકશે.



| સંવત. | શાકે | માસ | તિ. | વાર | નક્ષત્ર. | ગો. | સ્પર્શઘ. પળ. | સ્થિતિ. | મોક્ષઘ૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૧ | ૧૭૯૬ | ચઇત્ર | ૩૦ | મં૦ | રેવતી | શુ, | ૧૪—૧૩ | ૪—૪ | ૧૮—૧૭ |
| ૧૯૩૩ | ૧૭૯૮ | ભાદર. | ૧૫ | ર૦ | શતભિષા | શુ, | ૫૦—૭ | ૫-૪૦ | ૫૫—૫૭ |
| ,, | ,, | ફાગણ | ૧૫ | મં૦ | મઘા | શુ, | ૫૦—૧૭ | ૫-૪૦ | ૫૫—૫૭ |
| ,, | ,, | ચઇત્ર | ૩૦ | ગુ૦ | પુ૦ભા૦ | શુ, | ૦—૫૧ | ૨-૧૦ | ૩—૧ |
| ૧૯૩૪ | ૧૭૯૯ | શ્રાવણ | ૧૫ | ગુ૦ | ધનિષ્ટ૦ | શો, | ૫૨—૨૫ | ૮-૫૯ | ૬૧—૨૩ |
| ,, | ,, | માઘ | ૧૫ | ર૦ | મઘા | આ | ૨૩—૫૨ | ૭-૩૦ | ૩૧—૨૨ |
| ૧૯૩૫ | ૧૮૦૦ | શ્રાવણ | ૧૫ | મં૦ | ધનિષ્ટા૦ | સો, | ૫૭—૫૫ | ૬—૫ | ૬૪—૦ |
| ૧૯૩૬ | ૧૮૦૧ | ,, | ૩૦ | શ૦ | પુન વ૦ | હ, | ૨૫—૦ | ૩-૨૧ | ૨૮—૨૧ |
| ,, | ,, | માગશ | ૧૫ | ર૦ | આરદ્રા૦ | વ૦ | ૩૬—૮ | ૮-૪૮ | ૪૦—૬૬ |
| ૧૯૩૭ | ૧૮૦૨ | જેઠ | ૧૫ | મં૦ | મુળ | શુ, | ૩૧—૪૨ | ૮-૨૬ | ૪૦—૮ |
| ૧૯૩૮ | ૧૮૦૩ | માગ૦ | ૧૫ | ગુ૦ | મરૂગશી૦ | શુ, | ૩૧—૫૯ | ૮—૯ | ૪૦—૮ |
| ,, | ,, | માઘ | ૧૫ | સો, | રોહીણી | શિ, | ૩૭—૫૧ | ૩-૪૬ | ૪૫—૩૭ |
| ૧૯૩૯ | ૧૮૦૪ | જેઠ | ૩૦ | બુ૦ | કરૂતિકા | શો, | ૨૦—૨૮ | ૫-૪૮ | ૨૬—૧૬ |
| ૧૯૪૧ | ૧૮૦૬ | આસો | ૧૫ | ગુરૂ | ઉ૦ભા૦ | ૠ૦ | ૫૦—૪૧ | ૯—૯ | ૫૯—૫૦ |
| ૧૯૪૨ | ૧૮૦૭ | ચઇત્ર | ૧૫ | સો, | ઊ૦ફા૦ | ધ૦ | ૩૬—૧૮ | ૭-૧૬ | ૪૩—૩૪ |
| ૧૯૪૩ | ૧૮૦૮ | માહા | ૧૫ | મં૦ | આશ્લેષા | સ૦ | ૨૧—૧૫ | ૬-૫૮ | ૨૮—૧૩ |
| ૧૯૪૪ | ૧૮૦૯ | શ્રાવણ | ૧૫ | બુ૦ | ઊ૦ષા૦ | પ૦ | ૪૭—૫૨ | ૬-૩૭ | ૫૪—૨૮ |
| ,, | ,, | ભાદ૦ | ૩૦ | શુ૦ | મ૦ ધા૦ | પ્રી, | ૧૨—૨૩ | ૨-૩૨ | ૧૪—૪૫ |
| ,, | ,, | માઘ૦ | ૧૫ | શ૦ | પુષ્પ | પ્રી, | ૫૩—૧૧ | ગુરતા. | ચંદ્રપર્વ |
| ૧૯૪૬ | ૧૮૧૧ | અસાડ | ૧૫ | શુ૦ | પુ૦ષા૦ | અ, | ૪૦—૫૧ | ૧૬-૯ | ૫૭—૦ |
| ૧૯૪૭ | ૧૮૧૨ | અસાડ | ૩૦ | મં૦ | મરૂગશીર | સ, | ૨૩—૭ | ૫-૩૦ | ૩૮—૩૭ |
| ,, | ,, | કારતિ | ૧૫ | બુ૦ | કરૂતિકા | શિ, | ૩૦—૩૨ | ૪-૨૦ | ૩૪—૫૨ |

| સંવત, | શાકે | માસ | તિ. | વાર | નક્ષત્ર૦ | યો | સ્પર્શ. ઘ૦ પળ | સ્થિતિ | મોક્ષ ઘડી |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૪૮ | ૧૮૧૩ | વઇશા | ૧૫ | શ. | વિશાખા | પ | ૪૩—૮ | ૮—૩૨ | ૫૧—૪૪ |
| ,, | ,, | કારતિ | ૧૫ | ચં. | કૃતિકા | પ | ૫૬—૮ | ગૃસ્તા૦ | ચંદ્રપર્વ૦ |
| ૧૯૪૯ | ૧૮૧૪ | વઇશા | ૧૫ | બુ | સ્વાતિ | વ્ય | ૫૩—૫૬ | ,, | ,, |
| ,, | ,, | કારતિ | ૧૫ | શુ | અશ્વનિ | સિ | ૩૬—૦ | ૮—૦ | ૪૪—૦ |
| ૧૯૫૦ | ૧૮૧૫ | ફાગણુ | ૧૫ | બુ | ઊ૦ફા૦ | ગં | ૩૨—૦ | ૫—૫૫ | ૩૮—૦ |
| ,, | ,, | ચઇત્ર | ૩૦ | શુ | રૈવતિ | અ | ૨—૪૯ | ૫—૪૦ | ૮—૨૯ |
| ૧૯૫૨ | ૧૮૧૭ | ફાગણુ | ૧૫ | શુ | મઘા | શુ | ૪૫—૫૯ | ૬—૪૨ | ૫૨—૩૮ |
| ૧૯૫૪ | ૧૮૧૯ | પોષ | ૧૫ | શુ | આદ્રા | અ | ૫૫—૫૬ | ૬—૩૮ | ૬૨—૩૪ |
| ,, | ,, | માઘ | ૩૦ | શ | ઊ૦ષા૦ | વ | ૧૬—૨૨ | ૬—૮ | ૨૨—૩૦ |
| ૧૯૫૫ | ૧૮૨૦ | અસાંડ | ૧૫ | ર | મુળ | વ | ૫૨—૨ | ૬—૫૯ | ૫૯—૧ |
| ૧૯૫૬ | ૧૮૨૧ | જેઠ | ૧૫ | શુ | મુળ | શુ | ૩૨—૫૫ | ૮—૪૬ | ૪૧—૪૧ |
| ,, | ,, | મારગ | ૧૫ | શુ | મરૂગશી | શ | ૫૭—૪૭ | ૭—૪૬ | ૬૫—૩૩ |
| ૧૯૫૮ | ૧૮૨૩ | વઇશા | ૧૫ | શુ | સ્વાતિ | સિ | ૪૪—૧૬ | ૩—૧૪ | ૪૭—૩૦ |
| ,, | ,, | આસો | ૧૫ | ર | અશ્વનિ | વ | ૩૫—૫૭ | ૫—૩૬ | ૪૧—૩૩ |
| ,, | ,, | કારતિ | ૩૦ | ચં | વિશાખા | વિ | ૧૬—૩૪ | ૫—૨૬ | ૨૨—૦ |
| ૧૯૫૯ | ૧૮૨૪ | ચઇત્ર | ૧૫ | મં | ચિત્રા | વ | ૪૭—૩૭ | ૨—૩૮ | ૫૦—૧૫ |
| ,, | ,, | કારતિ | ૩૦ | શુ | સ્વાતિ | વિ | ૧૦—૧૧ | ૧૨-૫૯ | ૨૩—૧૯ |
| ,, | ,, | ફાગણુ | ૩૦ | ર | ઊ૦ભા૦ | વ | ગૃસ્તોદય | તિ૰મો | ૦—૫૦ |
| ૧૯૬૦ | ૧૮૨૫ | ચઇત્ર | ૧૫ | શ | હસ્ત | વ્ય | ૫૫—૧૭ | ગૃસ્તા૦ | ચંદ્ર૦ ૫૨ |
| ,, | ,, | આસો | ૧૫ | મં | ઊ૦ભા૦ | ધ | ૩૪—૯ | ૭—૮ | ૮૧—૧૭ |
| ,, | ,, | ચઇત્ર | ૩૦ | ગુ | પુ૦ભા૦ | શુ | ૧૦—૩૪ | ૨—૩૦ | ૧૩—૪ |
| ૧૯૬૧ | ૧૮૨૬ | માઘ | ૧૫ | ગુ | અશ્લે૦ | સો | ૪૮—૪૦ | ૬—૪૦ | ૫૦—૨૦ |
| ૧૯૬૩ | ૧૮૨૮ | શ્રાવણુ | ૧૫ | શ | શ્રવણ૦ | અ | ૨૮—૨૭ | ૭—૪૬ | ૩૮—૧૩ |

| સંવત | શાકે. | માસ. | તિ. | વાર | નક્ષત્ર. | યો | સ્પર્શ ઘ૦ પળ. | સ્થિતી. | મોક્ષ ઘડી. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ,, | ,, | માઘ | ૩૦ | ચં | ઊ૦ ષા૦ | હ. | ૧૨—૨૬ | ૬—૧ | ૧૮—૨૭ |
| ,, | ,, | જેઠ | ૧૫ | મં | પુનરવસુ | વી. | ૨૮—૨૮ | ૬–૪૮ | ૩૫—૪૬ |
| ૧૯૬૫ | ૧૮૩૦ | જેઠ | ૧૫ | શ. | જેષ્ટા | સિ. | ૩૪—૪૦ | ૧૦૨૦ | ૪૫—૦ |
| ,, | ,, | માગ | ૧૫ | ચં | રોહીણી | સિ. | ૫૦—૫૨ | ૪–૧૧ | ૫૫—૩ |
| ૧૯૬૬ | ૧૮૩૧ | કારતિ | ૧૫ | ગુ | કરૂતીકા | પા. | ૫૬—૫૦ | ૭–૪૦ | ૬૪—૩૦ |
| ૧૯૬૮ | ૧૮૩૩ | કારતિ | ૩૦ | ર. | ચિત્રા | વિ. | ૦—૪૧ | ૯–૧૨ | ૯—૫૩ |
| ૧૯૬૯ | ૧૮૩૪ | ચઇત્ર | ૧૫ | ગરૂ | ઉ. ફા૦ | વિ. | ૫૨—૨૮ | ૬—૨ | ૫૮—૩૦ |
| ,, | ,, | ફાગણ | ૧૫ | શુ. | ઊ૦ફા૦ | ગં. | ૨૫—૧૫ | ૧૦૧૦ | ૩૫—૨૫ |
| ૧૯૭૧ | ૧૮૩૬ | ભાદ્દર | ૧૫ | શ. | શત | સુ. | ૩૦—૪૨ | ૯–૧૦ | ૩૯—૫૨ |
| ૧૯૭૪ | ૧૮૩૯ | અસાડ | ૧૫ | મં | મુળ | વૃ | ૫૧—૧ | ૮—૪ | ૫૯—૫ |
| ૧૯૭૬ | ૧૮૪૧ | કારતિ | ૧૫ | ગરૂ | અશ્વ | સિ | ૫૬—૩૯ | ૪–૨ | ૬૨—૧ |
| ૧૯૭૭ | ૧૮૪૨ | આસો | ૧૫ | બુ. | અશ્વની | વૃ. | ૩૦—૫૮ | ૮–૫૨ | ૩૯—૫૦ |
| ,, | ,, | વઇશા | ૧૫ | ર | રેવતી | વ્ય. | ૫૩—૫૮ | અસ્તા. | ચંદ્ર પર્વ. |
| ૧૯૭૯ | ૧૮૪૪ | માગ. | ૩ | ગરૂ | ઉ૦ફા૦ | શુ. | ૭—૪૦ | ૪–૫૪ | ૧૨—૩૪ |
| ૧૯૮૧ | ૧૮૪૫ | માઘ | ૧૫ | બુ. | આશ્લેષા | અ. | ૩૫—૨૫ | ૯—૪ | ૪૪—૨૯ |
| ,, | ૧૮૪૬ | શ્રાવણ | ૧૫ | ગરૂ | શ્રવણ | સ. | ૪૭—૧૮ | ૯–૧૪ | ૫૬—૨૮ |
| ,, | ,, | માઘ | ૧૫ | ર. | પુષ્પ | સ. | ૪૮—૪૨ | ૬–૪૭ | ૫૫—૨૯ |
| ૧૯૮૨ | ૧૮૪૭ | શ્રાવણ | ૧૫ | મં. | શ્રવણ | અ. | ૨૭—૨૬ | ૭–૧૮ | ૩૪—૪૪ |
| ,, | ,, | માઘ | ૩૦ | ગરૂ | ઉ૦ફા૦ | સા. | ૧૬—૩૩ | ૨–૩૮ | ૧૯—૧૧ |
| ૧૯૭૦ | ૧૮૩૫ | ભાદ્દર | ૧૫ | બુ. | પુ૦ભા૦ | શુ. | ૨૬—૨૮ | ૯—૦ | ૩૫—૨૮ |

**અસ્તાસ્ત ચંદરોદય પર્વ**—એટલે ઘેરાયલો આથમ્યો જેથી બીજી સાંજે જ્યારે ચોખોઁ ઉગે ત્યાં સુધી પર્વ જાણવું.

ગસ્તોદય—એટલે ઘેરાયલોજ ઉગવાનો એમ સમજવું.

---

## ૬ વીંટી ચોરી લીધેલા માણુસનું નામ કહેવું,

મંડળીના સઘળાં માણુસોને નંબરવાર બેસાડી પછી તેઓની આગળ એક વીંટી મુકી કહેવું કે તમારામાંથી ગમે તે માણુસ મને ન બતાવતાં આ વીંટી ચોરી લેઇ પોતાના ગમે તે હાથની ગમે તે આંગળીના ગમે તે વેઢ પર પહેરી લ્યો, એમ કહી આપણે મંડળીમાંથી બહાર નિકળી ગમે ત્યાં જઇ ઉભા રહેવું. અને મંડળીના માણુસોમાંથી એકાદ માણુસે તે વીંટી ચોરી લીધા પછી આપણુને પાછા બોલાવવામાં આવે ત્યારે આવી કહેવું કે તમારામાંથી એકાદ માણુસ કે જેને વીંટી કોણે લેઇ કયાં આગળ પહેરી રાખી છે તેની ખબર હોય તે મહેરબાની કરી હું કહું તેટલો હીસાબ કરો. એકાદ માણુસ હીસાબ કરવા તૈયાર થયા પછી તેને કહેવું કે જેટલામાં નંબરવાલા માણુસ પાસે વીંટી હોય તેનો પ્રથમ આપ મને ન બતાવતાં નંબર લખો. અને તે નંબરને પછી બમણો કરો, અને તેનાં બીજા પાંચ ઉમેરો બાદ તે જેટલા થાય તેને પાંચે ગુણો અને તે ગુણાકાર જે આવે તેમાં બીજા દશ ઉમેરો પછી જો વીંટી જમણા હાથે પહેરી હોય તો બે અને ડાબા હાથે પહેરી હોય તો તે રકમમાં એક ઉમેરો, પછી તે રકમને દશે ગુણો અને તે જે રકમ આવે તેમાં આંગળીનો નંબર ઉમેરો. જેમકે અંગુઠા પાસેની આંગળી હોય તો એક ઉમેરો. વચલી આંગળીએ વીંટી પહેરી હોય

તો બે ઉમેરો અનામીકા હોય તો ત્રણ ઉમેરો, અને જો ટચલી આંગળીએ પહેરી હોય તો ચાર ઉમેરો, અને પછી તે જે સરવાળો થાય તેને દશે ગુણો, અને તે સરવાળો થાય તેમાં તેટલામાં વેઢા પર પહેરી હોય તે ઉમેરો. ઉપર પ્રમાણે હીસાબ કરાવ્યા પછી જે કુલ્લ આંકડો થાય તે આપણે પુછી જોવો અને તે રકમમાંથી ૩૫૦૦ ની સંખ્યામાં બાદ કરતાં જે બાકી વધે તે સંખ્યાનો પહેલો આંકડો એ માણુસનો નંબર, બીજો આંકડો એ હાથનો નંબર, ત્રીજો આંકડો એ આંગળીનો નંબર અને ચોથો આંકડો એ વેઢાનો નંબર જાણુવો.

## ૭ પાસાના દાણા કેટલાં પડયા છે તે વગર જોયે કહેવા.

પહેલાં એક પાસાના જેટલા દાણા પડયા હોય તેમાં બે ઉમેરવાને કહેવું, પછી તેમાં એક ઉમેરવો, અને તે રકમને પાંચે ગુણવા પછી બીજા પાસાના દાણા ઉમેરવા, અને તે જટલો સરવાળો આવે તેમાંથી ૨૫ બાદ કરવા પછી બાકી રહેલી રકમ તે માણુસોને પુછવી તો તે જે રકમ બતાવે તે રકમનો પહેલો આંકડો હોય તે પહેલા પાસાપરના દાણા અને બીજો આંકડો એ બીજા પાસાપરના દાણા સમજવા.

## ૮ વગર જાણે બીજા માણુસના છોકરા તથા છોકરીઓની સંખ્યા કહેવી.

કોઇ માણુસને કોઇ બીજા માણુસના છોકરા મનમાં ધારવા કહેવું તેણે તે ધાર્યા પછી તેને બમણા કરી પાંચે ગુણવા કહેવું,

પછી જેટલી છોકરીઓ તે માણુસને હોય તેટલી ઉમેરવાને કહેવું, એમ ઉમેર્યા પછી તે આવેલી સંખ્યા પુછી લેવી. જેના પહેલા આંકડા જેટલા છોકરાઓ, અને બીજા આંકડા જેટલી છોકરીઓ જાણવી.

## ૯ કોઇ માણુસે કોઈ રકમમાંથી એકાદ આંકડો ભુસી નાંખ્યો હોય તે કહેવાની રીત.

કોઇ માણુસને એક રકમ ગમે તેટલી સંખ્યાની લખવાને કહો અને તે જે સંખ્યા લખે તેના સઘળા આંકડાઓનો કુલ સરવાળો કરી તે રકમમાંથી બાદ કરવાને કહો, પછી જે રકમ બાકી રહે તે બીજા કોઇ ઠેકાણે લખી તેમાંથી એકાદ આંકડો ભુસી નાખ્યા બાદ આપણુંને બતાવવાને કહો. તે માણુસ તે પ્રમાણે કરી આપણુને જે સંખ્યા બતાવે તેને નવે ભાગતાં જે બાકી વધે તે નવમાંથી બાદ કરતાં જે રહે તે આંકડો ભુંસી નાંખેલો જાણો.

## ૧૦ અધિક મહીનો કીયો આવશે તે જાણુવાની રીત.

શાલી વાહનનો જે શક ચાલતો હોય તેમાંથી ૧૬૬૬ ની રકમ બાદ કરવી, પછી જે બાકી વધે તેને ઓગણીશે ભાગ લેતાં જો કાંઇ પણ બાકી ન વધે, અગર જો આઠ વધે તો જેઠ મહીનો આવશે એમ સમજવું, બે વધે છો આસો મહીનો, ત્રણ વધે તો ચૈત્ર, પાંચ વધે તો શ્રાવણ, અગીયાર વધે તો વૈશાખ, તેર વધે તો ભાદરવો, અને સોળ વધે તો અષાડ મહીનો અધીક આવશે એમ સમજવું, ઉપર લખેલા આંકડાઓ સિવાયનો કોઇ આંકડો વધે તો જાણવું કે તે વરસમાં અધીક માસ નથી.

## ૧૧. વગર સાધને ઝાડની ઉંચાઇ માપવી.

ઝાડની થોડેક દુર જઇ ઝાડ તરફ પીઠ કરી ઉભા રહેવું. બાદ વાંકાવળી બે પગ વચ્ચે માથુ રાખી ઝાડ તરપ જોતાં જે જગોએ ઉભા રહેવાથી ઝાડની ટોચ નજરે પડે, તે જગોથી ઝાડના થડ સુધીનું અંતર માપી જોતાં તે જેટલું થાય તેટલી ઝાડની ઉંચાઇ પણ સમજવી. આ રીતથી ઝાડનો ગમે તેટલો ભાગ માપી શકાય છે.

## ૧૨ વગર ઘડીઆળે વખત માપવો.

આપણા પાસે ઘડીઆળ ન હોય, અને કેલાક દિવસ ચડયો હશે તે જાણવું હોય તો સુર્યના તાપમાં આપણો જે છાંયડો પડે છે તે પગે કરી માપી જોતાં જેટલાં પગલાં છાંયો થાય તેમાં બીજા ૭ ઉમેરવા, બાદ તે આવેલી સંખ્યાએ ૧૨૧) એકસો એકવીશ એ કાયમની, સંખ્યાને ભાગવા. ભાગાકાર કરતાં જે જવાબ આવે તેટલી ઘડીઓ અને જે શેષ વધે તેને ૬૦ ગુણી ઉપલીજ સંખ્યાએ ભાગતાં જે જવાબ આવે તેટલી પળો દિવસ ચડયો છે એમ બપોર સુધીના વખત માટે જાણવું. અને બપોર પછીના વખત માટે આવેલા જવાબ જેટલો દીવસ હવે સુર્યસ્ત થવાને બાકી છે એમ સમજવું. આવેલી ઘડી પળના કલાક કરવા તેને અઢીએ ભાગવાં.

## ૧૩ અસંખ્ય મનુષ્યોના મનની વાત એકજ વખતે જાણવી.

મંડળીમાં બેઠેલાં સઘળા મનુષ્યોને પોતપોતાના ખુશીમાં આવે તેટલી સંખ્યા સુધીનો એક એક આંકડો મનમાં ધારવા કહેવું, બાદ

તે દરેક સખ્સે ધારેલા પોતપોતાના આંકડાને સાતે ગુણી તેમાં બીજા ચાર ઉમેરવા કહેવું. સાતે ગુણી ચાર ઉમેર્યા બાદ આવેલી સંખ્યાને દશે ગુણવા કહેવું. અને દશે ગુણતાં જે સંખ્યા આવે તેને ચૌદે ભાગવા કહેવું. ભાગાકાર કરતાં જે બાકી વધે તેને બાર ગુણવા કહેવું. એ પ્રમાણે સઘળાં માણુસોએ પ્રથમ જુદો જુદો આંક ધાર્યા છતાં પણ છેવટ સરવેનો જવાબ એકજ એટલે ૧૦૮) એકસો આઠનો આવશે. તેથી તેઓને કહેવું કે તે તમે સઘળા મનુષ્યોએ જુદા જુદા અંકો ધારેલા છે. છતાં તે સઘળાંનો જવાબ હું તમને **કર્ણપીશાચ્ચી** દેવીની સહાયતાથી કહી આપું છું. એમ કહી એક કાગળના કકડાપર ૧૦૮) નો આંકડો લખી સરવેને વારાફરતી બતાવવો. જેથી વગર પુછે સઘળાંના મનનો જવાબ કેમ જાણ્યો એ વીષે મંડળી અજાયબ થશે.



## પ્રકરણ ૨ જું.

# विविध वस्तु करणाधिकार.

### બનાવટી સોનું.

ચોખ્ખું ત્રાંબુ ૧૦૦ ભાગ, કલઇ ૧૭ ભાગ, મેગનીશીઆ ૬ ભાગ, ક્રમરશીઅલ ટારટર ૯ ભાગ, નવસાર ૫ ભાગ, કળીચુનો ૪ ભાગ, પ્રથમ ત્રાંબાને ગાળી તેમાં ધીમે ધીમે નવસાર, ટારટર, ચુનો અને મેગનીશીઆ નાંખતા જવું પછી તે મેળવણીને અરધો કલાક સુધી હલાવ હલાવ કરી એક રસ થાય એટલે તેમાં કલઇ નાંખી બધાને સાથે ઓગાળી દેવી, જયારે બધી ચીજો પીંગળી એક રસ થાય કે તેના ઉપર ઢાંકણું દેવું. આ ધાતુમાં અને સોનામાં કંઇ તફાવત રહેતો નથી, કારણ તેના ગમે તેવાં પાતળા પતરાં પણ થઇ શકે છે. સરસ ઓપ ચઢી શકે છે. જલદી ઝાંખી પડતી નથી. અને જયારે ઝાંખી પડે ત્યારે લગાર ખટાશ લેઇ ઘસવાથી મુળ હાલતમાં પાછી આવે છે.

### ૨ બનાવટી રૂપુ.

તાંબુ ૨૯ ભાગ, જસત ૧૧ા ભાગ, નીકલ ૬ ભાગ, કલાઇ ૨ ભાગ, એલ્યુમીન ૦ા ભાગ, બીસમથ ૦ા ભાગ, બધી ચીજોને જુદી જુદી ગાળીને પછી મેળવી એકરસ કરવો. આ ધાતુમાં રૂપેરી ચળકાટ, મધુરો અવાજ, ગમે તે આકારમાં ટીપાઇ શકવું, ગમે તેવા બારીક તારમાં તણાઇ શકવું, ગમે તેવું વજન ખમી શકવું, મન પસંદ પાલીસ થવું, અને કદી પણ કાટ લાગ્યા સિવાય જેવોને

તેવો ચળકાટ જાળવી રાખવો, આ પ્રમાણે સાત ખુસીઓ સમાયેલી છતાં તે જુજ ખર્ચમાં બની શકે છે.

### ૩ બનાવટી અફીણ.

એક શેર પોસ્તને પાણીમાં ભીંજવી ખરલ કરી તે પાણી ગાળી લેવું. બાદ તેમાં નવટાંક ઝેરકચોળાં, અરધો શેર એળીઓ, તથા નવટાંક મસુરની દાળનો બારીક મેંદો મેળવી એક ચીનાઇ માટીના વાસણમાં ભરવું. બાદ ગુંદરને અળસીના તેલમાં મેળવી તેમાં ઉમેરવો અને તે ઉપર ગળજીબીનો રસ નીચોવવો.

### ૪ બનાવટી કેસર.

મદ નામના કઠોળને પાણીમાં એક પ્રહર સુધી ભીંજવી રાખ્યા બાદ એક કપડામાં બાંધી ઉંચે લટકાવવા, જ્યારે તેમાંથી અંકુર ( ફણગાં ) ફુટી નીકળે ત્યારે તેને છાંયે સુકવવા, જેથી સઘળા ફણગા ખરી પડશે. તે ફણગા સરવે એકત્ર કરી કેસુડાંના રસમાં સાજી ખાર મેળવી તેમાં નાંખવા, જે બે મહીના પછી કાઢવા તો ઉતમ કેસર સરખા બની જશે.

### ૫ બનાવટી હીંગ.

ગોળ ચાર તોલા, સુંઠ ચાર તોલા, ગુગળ આઠ તોલા, અને એરંડાનાં બીયાંની અંદરના ગોળા આઠ તોલા લેઇ ખરલ કરી તે માં ત્રણ તોલા ઉતમ હીંગ મેળવી પાણીમાં કાલવી ત્રણ દિવસ રહેવા દેઇ ચોથા દિવસે અનાજમાં દાટવું, તે બીજા સાત દિવસે કાઢવું, જેથી ઉતમ હીંગ તૈયાર થશે.

### ૬ બનાવટી કપુર.

દશ તોલા ઉતમ જાતના ચોખા લઇ તેનો ભાત કરવો. તે બરાબર સીજ્યા બાદ તેમાં ચાર માશા કપુર ઉમેરી ગાયના દુધમાં

ચાર પ્રહર સુધી ખરલ કરી વાંસના મોટા નળ કંડામાં અંદરની બાજુએ તેનો એક આંગળ જાડાઇનો લેપ કરી છાંયે સુકવવું. બાદ કેળના ફુલો તોડી તેમાંથી જે દુધ (ચીક) નીકળે તેનાથી તે નળ કંડો ભરી તેના મ્હોંપર કપડું બાંધી ત્રણ દિવસ સુધી તાપમાં મુકી રાખવો. બાદ જમીનમાં પુરવો. એકવીસ દીવસ થયા બાદ બહાર કાઢી તાપમાં એક દિવસ મુકી રાખી તેમાંનું કપુર કાઢી લેઇ કપુર ભરવાના વાસણમાં ભરી રાખવું, આ કપુર અસલ પ્રમાણે થાય છે એમાં સંશય નથી.

## ૭ બનાવટી કસ્તુરી.

છછુંદરીનું લીલું ચામડું એક ભાગ, કોષ્ટ બે ભાગ, નાગરમોથ ત્રણ ભાગ, નખલા ચાર ભાગ, બાવચી પાંચ ભાગ એ જણસો એકત્ર કરવાથી કસ્તુરી સમાન પદાર્થ બને છે.

## ૮ બનાવટી હીંગળોક.

હરતાળ, પારો, અને શુદ્ધગંધક સમભાગ લેઇ ચુરણ કરી વાલુકાયંત્રમાં પકાવવો.

## ૯ બનાવટી ત્રાંબુ.

લોખંડના ભુકાને મહુડાના રસમાં ખરલ કરવો, બાદ જંબાના રસમાં ચાર પ્રહર ખરલ કરી તેની પોટલી કરી નેપાળાના ઢગલામાં પુરી રાખવી, સાત દિવસ થયા બાદ તેમાંથી કાઢી મુત્રમાં બુડાવી રાખવી. જેવાં તે લોખંડનું પાકું ત્રાંબુ થાય છે જે ફરીથી લોહત્વને પામતું નથી.

## ૧૦ બનાવટી કલઈ.

હળદરનું ચુરણ થોરના દુધમાં મરદન કરી સુકવવું, આ પ્ર-

માણે સાત વખત કરવું. બાદ સીસું ઓગાળી તેના દશમા ભાગે ઉપલું ચુરણુ નાંખી તે સીસું ત્રિફળા ( હરડાં, બહેડાં, અને આંબળા ના કાઢાના જળમાં નાંખી ઠંડુ પાડવું, બાદ ફરીથી તેનો રસ કરી તેમા ઉપલુ ચુરણુ નાખ્યા પછી તેમાં ટંકણખાર મેળવેલું માણુસનું મુત્ર છાંટી ઠંડુ પાડી વળી પાછું ઓગાળી માણુસના મુત્રમાં રેડી ઠંડુ પાડવુ જેથી તેની ઉતમ કલઇ થાય છે.

## બનાવટી સુખડ.

જુના લીંબડાના ઝાડના થડને એક હાથ ઉંચાઇ ભર રાખી ઉપરથી કાપી નાંખવું. બાદ તે રાખેલા એક હાથ ઠુંઠાને કોરી તેમાં સુગંધીદાર નવો ગુગળ ભરવો. બાદ તેના મથાળે તેનાજ લાકડાની ડગળી મારી સાંધા ઉપર માટી અને મીઠાનો લેપ કરી તેને સુકાવા દેઇ તે ઠુઠાની આજુ બાજુ બન્ને બાજુએ મળી સવા હાથ લંબાઇ, પહોળાઇ અને સવા હાથ ઉંચાઇ સુધી અડાયાં છાણાં ગોઠવી સળગાવવાં અગની શિતળ થયા બાદ તે ઝાડનાં મુળીઆં કાઢી લેવાં જે ખરેખરી સુખડજ નાકળે છે એમાં કંઇપણુ સંશય નથી.

## ૧૨ બનાવટી મધ.

બે શેર પાણીમાં પાંચ શેર ચોખી સફેદ સાકર નાંખી તેની સાડા ત્રણુ તારની ચાસણી કરવી. ચાસણી ઉપર જેમ જેમ મેલ આવતો જાય તેમ દુધ પાણી છાંટીને કાઢતા જવો, બાદ તેને નીચે ઉતારી તે ઠંડી થયા બાદ તેમા એક શેર ખરૂં મધ અને ચારપાંચ ટીપાં પીપરમીન્ટના અરકનાં નાંખી હલાવી એકત્ર કરવું.

## ૧૩ બનાવટી દુધ.

અઢી વાલ શુદ્ધ પાપડ ખારને નવટાંક પાણીમાં ઓગાળવો, બાદ તેમાં અઢીશેર તાજુ દુધ અને એક શેર ખાંડ નાંખી હલાવવું.

પછી તે બધો એક છાંછરી થાળીમાં નાંખી અંગારાપર મુકીને સ-
ઘળું પાણી ઉડાડી નાંખવું. અને નીચે રહેલો ભુકો સાફ બાટલીમાં
ભરી સખત બુચ મારી તેપર મીણ અથવા લાખ ચોંટાડવી. જ્યારે
જોઇએ ત્યારે આ ભુકામાંથી અઢી તોલા ભુકો લઇ તેને ૧ા શેર
ગરમ પાણીમાં નાંખવો એટલે જે ઠેકાણે દુધ ન મળે તે ઠેકાણે દુ-
ધની ગરજ સારશે. તેમજ ચા, અથવા કાફીમાં પણ કામ આવશે
આ રીત ઘણીજ ઉતમ છે.

## ૧૪ બનાવટી મોતી.

શંખભસ્મ, હીંગળોક, કમળનાં ફુલ, મોટા માછલાંની આંખો,
અને અનેક વખત ધોઇ શુદ્ધ કરેલું અભરખનું અતિ બારીક ચુરણ
એ સરવે એકત્ર ખરલ કરી તેનાં ગોળ મોતી કરી એક એક મોતી
એક એક વસ્ત્રમાં બાંધી તરતની વીયાએલી ઘેટી, અગર બકરીના
દુધમાં ( ખરેટામાં ) તેમને એક દિવસ સુધી પકાવ્યા બાદ ધોઈ નાંખવાં.

## પેનકીલર.

સ્પીરીટ ઓફ કેમ્ફર ૧ અઉંસ, ટાંચર કેપસિકમ ૧ અઉંસ, ટીં-
કચર ઓફ ગવેઆક ૦ાા ઔંસ, ટીંકચર મર્હ ૦ાા આઉંસ, આલ-
કોહોલ ૪ ઔંસ, એ સઘળાં એકત્ર કરવાં.

## ૧૬ કોડલીવર ઓઈલ મિક્શ્ચર.

બે ઈંડાંનો રસ, સાકરની બારીક ભુકી ૪ ઔંસ, બદામનું શુદ્ધ
તેલ બે ટીપાં, નારંગીના ફુલોનું પાણી ૨ ઔંસ, એ સરવે એકત્ર
કરી તે મિશ્રણની બરાબર કોડલીવર મેળવી ખુબ હલાવવું.

## ૧૭ સારસા પરીલા.

ખાંડેલી જેઠીમધ ૭ ઔંસ, કુટેલી સારસાપેરીલ છાલ ૧ પાઉંડ

પાણી સાગ યાલ ન સારસાફ્રસ તેલ ૧॥, દ્રામ, કઇન્ટર ગ્રીન તેલ ૨ દ્રામ, આલકહોલ ૫॥ ઔંસ, પ્રથમ સારસાફ્રસ અને જેઠી મધ એ બન્ને પાણીમાં મેળવી અરધો કલાક ઉકાળવાં બાદ તે કાઢો ફ્લાનલના કપડાથી ગાળી લેઇ તેમાં પાંચ પાઉંડ સાદુ સરબત મેળવવું. તેમજ ઉપર લખેલાં બંને તેલો આલકહોલ સાથે મેળવી તેને મિશ્રણમાં મેળવવો. બાદ તે એકત્ર કરેલો સઘળા મિશ્રણને ખુબ હલાવવું.

## ૧૮ સોડા વૉટર.

૩૦ ગ્રેન સોડા કારબોનેટ લેઇ એક સોડાવાટરની બાટલીમાં ઘાલી પાણીથી ભરવી. સોડા અને પાણીનું બરોબર મિશ્રણ થયા પછી તેમાં ૨૫) ગ્રેન ટારટરીક એસીડ નાંખવો, અને તરતજ ઘટ બુચ મારવો.

## ૧૯ લેમોનેટ.

ટારટરીક એશીડ ૫૦ ભાગ, સોડા બાયકારબોનેટ ૩૦ ભાગ, સાકર ૨૦ ભાગ, અને સુગંધ આવે એટલું લેમોનેડ એસેન્સ, આ પ્રમાણે જણસો લેઇ ચુરણ તૈયાર કરી રાખવું. જરૂર પડે ત્યારે પાણીમાં નાંખી ઉપયોગમાં લેવું.

## ૨૦ કોલન વોટર.

બરગેમેટ અરક ૧ આંઉસ, ગુલાબનો અરક ૧ આંઉસ, પોરચ્યુંગલ અરક ૧ આંઉસ, નેરોલી ૦॥ આંઉસ અને આલકહોલ ૮ પ્યાલન એ સરવે બંધ કરેલા વાસણમાં એકઠાં કરવાં.

## ૨૧ કપુરનાં પ્યાલાં.

માટીના બે ગ્લાસો લાવી તેમાંથી એકમાં કપુર ભરવું. અને બાજો તેનીપર ઉંધો ઢાંકી તે બેઉની સંધિઓ ઘઉંના લોટની લાહીથી બરાબર રીતે બંધ કરી દેવી. બાદ તે ગ્લાસોને એક નાના

ચુલા ઉપર અગર બે ઇંટો ઉપર મુકી તેઓની નીચે એક કોડીયું મુકી તેમાં કપુરના વજન જેટલું ઘી ભરી દીવો સળગાવવો, જેથી નિચેના પ્યાલામાંથી કપુર ઉડી જઇ ઉપરના પ્યાલામાં તેનું પ્યાલાના આકારે પડ બંધાઈ જશે. માટે જ્યારે દીવો બળી રહે ત્યારે ગ્લાસોને ઉતારી લેઇ ઠંડા થયા બાદ છુટા પાડી ઉપરના માટીના ગ્લાસને આસ્તેથી ફોડી નાંખી તેમાંનો કપુરનો ગ્લાસ લેઇ લેવો.

## ૨૨ કપુરની માળા.

એક માટીના હાંલ્લામાં કપુર નાંખી તે કપુર ઉપર એક ગ્લાસ ઉંધો ઢાંકી તેના કાંના તથા હાંલ્લાના અંદરના ભાગના તળીઆ વચ્ચે રહેલો સાંધો ઘઉંના લોટની લાહીથી બરાબર રીતે બંધ કરી લેઇ હાંલ્લામાં તે ગ્લાસ ડુબે એટલું પાણી ભરવું. બાદ તે હાંલ્લાને ચુલે ચઢાવી નીચે મંદાગ્નિ કરી જ્યારે તે કપુરનો રસ થાય ત્યારે મણકા પાડવાના સાંચામાં તે રસ રેડી દેવો. હાંલ્લાંમાંથી જલદી રસ કાઢવાની સરળ રીત એ છે કે હાંલ્લામાં જે ઠેકાણે કપુર મુકી ગ્લાસ ઢાંકલો હોય તે જગોએ તળીએ કાંણું પાડવું જેથી પાણી આવશે નહી, આ રીતે કરેલા કપુરના રસનાં પ્યાલાં, મુર્તિઓ, મણકા અગર જે જાતના બીબામાં રેડીએ તે આકાર બંધાઇ જાય છે.

**૨૩ કોપીંગ પ્રેસ, કોપીયાગ્રામ, કોપિયાગ્રાફ, રબરી છાપખાનું, ઓટો રાઇટર. સેન્ટો જેલીઓ, સેકટોગ્રાફ વગેરે** ભભકાદાર નામથી પ્રખ્યાત થયેલાં હાથથી છાપવાનાં અર્થાત એક નકલપરથી અનેક નકલો કરવાનાં સસ્તાં છાપખાનાં **બનાવવાની યુકિત**—૧ આંઉસ જીલ્યાટીન ઠંડા પાણીમાં અરધો કલાક ભીંજવી રાખવું, જેથી તે નરમ થઇ ફુલશે પછી તેમાંનું પાણી કાઢી નાંખી

તે જીલ્યા ટીનમાં ૪ આંઉસ ગ્લીસેરાઇન ઉમેરવું, અને તે ધીમા દેવતાપર રાખી પીંગળવા દેવું; પીંગળવા લાગે કે તેમાં ખડીની બારીક વસ્ત્રગાળ કરેલી ભુકી નાંખવી, અને તેના ગાંગડા ન બાઝી જાય એવી રીતે વારંવાર હલાવતા રહેવું. સઘળી ચીજો પીંગળી એકરસ થયા પછી એક કાર્ડના આકારના કદના જસતના ડબામાં તે રેડવું અને કચરો ન પડે એવી જગામાં તે રાખવું જે સુમારે બાર કલાકે ઘટ થઇ ઉપયોગમાં લેવા સરખું થશે. ઘટ થશે તો પણ તે નરમ જેવું લાગશે પરંતુ હાથે ચોંટી આવશે નહી; ગરમી એક સરખી અને મંદ લાગવાને માટે એક પાણી બરેલા વાસણમાં આ મિશ્રણનું વાસણ મુકી તેને દેવતાની આંચ આપવી જેથી પાણી ગરમ થઇ તેની ગરમીથી આ મિશ્રણ પીંગળશે.

ઉપર મુજબ છાપવાનો સંચો તઇયાર કરવાની રીત થઇ હવે છાપવાની શાહી તઇયાર કરવાની રીત લખીએ છીએ, બજારમાં એની લાઇન કલર એટલે શાહીનો રંગ વેચાતો મળે છે તે પૈકી ઉચો રંગ ૯૦ ગ્રેન લેવો સરવ પ્રકારના રંગોમાં જાંબુઓ (3 B. Methy violet) રંગ લેવો વધારે સારો છે; માટે રંગ લેવો તે કાંઉસમાં લખેલી છાપનો લેવો અને તે ૧ આંઉસ પાણીમાં ઓગાળવો બરોબર ઓગળ્યા બાદ તેમાં થોડુએક ગ્લીસીરીન તથા સ્પીરીટ વાઇનનાં સાત, ટીપાં નાંખવાં; જેથી શાહી ઘણી સરસ જાતની બનશે. એ મુજબ શાહી કરી એક કાગળનો ટુકડો સંચાના આકારના કદના માપનો લેઇ તેનાપર આપણે જે મજકુર લખવો હોય તે આ શાહીથી સફાઇદાર લખી બરોબર સુકાવા દેવો અને બીજા છાપવાના કાગળો સ્પંજ ( વાદળી ) થી ભીંજાવી રાખવા.

૩ નકલો છાપવી—કાગળ સુકાઇ તઇયાર થઇ એટલે તે છાપ. ખાનાના ડબામાંના મિશ્રણુપર બરાબર સરખી રહે તેમ ઉંધી મુકી તેની ઉપર સપ્રાઇથી પોચા હાથે સરખો હાથ ફેરવવો, અને પછી સફાઇથી તે કાગળ ઉચકી લેવો, જેથી સર્વ મજકુર ડબામાંના મિ. શ્રણુપર ઉલટો ઉઠેલો દેખાશે પછી ભીંજવી રાખેલા કાગળો પૈકી એક એક કાગળ લેઇ તે મિશ્રણુપર રાખવો, અને પ્રથમ પ્રમાણે પોચા હાથથી દાબી પ્રત કાઢી લેવી, જરૂર જેટલી પ્રતો નિકળે ત્યાં સુધી એમ કાઢવી પ્રતો વધારે ઓછી નિકળવી એ ઘણું કરી શાહી અને છાપખાનાઉપર આધાર છે; જો શાહી અને છાપખાનું સારૂં થયું હોય તો એકી વખતે ૫૦ પ્રતો સુધી સ્પષ્ટ નિકળે છે, આપણે જોઇએ તેટલી પ્રતો કાઢયા પછી ભીના સ્પંજથી છાપખાનાપરનો મજકુર ભુંસી નાંખવો, તથા બીજા સ્પંજથી છાપખાનું સાફ કરવું, અને પછી બીજા દીવસે ઉપયોગમાં લેવું.

૪ છાપખાનું બગડી જાય ત્યારે કેમ સાફ કરવું—કેટલાક દિ. વસો બાદ છાપખાનાના મિશ્રણમાં શાહી ભરાઇ જઇ નકામું થઇ ગયા જેવું જોવામાં આવશે. એમ થાય ત્યારે મિશ્રણ અગ્નિપર રાખી પી. ગળવા દેવું, અને તે ઘટ થશે એમ લાગે ત્યારે તેમાં થોડું ગ્લિસરીન નાંખવું, જેથી પ્રથમ પ્રમાણેજ તૈયાર થશે કાર્ડ સાઇઝનો એ પ્રેસ બજારમાં વેચાતો લેવા જઇએ તો ૨–૩ રૂપીઆ પડે છે, પરંતુ ઘેર આગળ તૈયાર કરવાથી બાર, ચૌદ આનામાં તૈયાર થાય છે.

## બીજી રીત.

જીલ્યાટિન ૧ ભાગ, પાણી ૩॥ ભાગ, ગ્લાસીરીન ૩। ભાગ, કેઓલીન ०॥ ભાગ એ પ્રમાણે છાપખાનાના મિશ્રણ સારૂ ચીજો

લેઇ બાકી સરવ રીત ઉપર મુજબજ કરવી, આ મિશ્રણ જલદીથી ઘટ થાય છે.

## ૨૪ વીજળીની વીંટીઓ.

આપણને પસંદ પડે તેવા નમુનાની પીતળની વીંટીઓ પીતળનું ઓપકામ કરનારા પાસે બનાવરાવી પછી તે કાનસ તથા પાલીસ પેપરથી ઘસી સાફ કરવી બાદ તે દરેક વીંટીના ખડાની જગાએ ચાર બારીક કાંણાં પાડી તેમાં જસત તથા ત્રાંબાની ચુકો બેસાડવી અને તેઓની કોચી કાનસથી સાફ કરવી એટલે વીજળીની વીંટીઓ તૈયાર થઈ, કારણ તાંબા અને જસતના મેળાપમાં કુદરતી રીતે વીજળી ઉત્પન્ન થવાનો ગુણ હોવાથી એ રીતે ઉત્પન્ન થાય છે, જેથી તે વીંટી આપણી આંગળીએ રાખવાથી આપણા શરીરમાં વીજળી દાખલ થઇ લોહી વિકારનાં કેટલાંક દરદ સારાં કરે છે, એવીજ રીતે વીજળીનાં કડા, લેખણો, પુતળાં વીગેરે હરેક ચીજ બનાવી શકાય છે.

## બનાવટી સ્લેટ.

બારીક કાળી રેતી ૪૧ ભાગ, કાજળ ૪ ભાગ અલતેલ ૫ ભાગ એ ચીજો એકઠી કરી ખુબ સીજવવી, અને પછી બરશ (કુચા) થી લગાડવા જેવું પાતળું થાય એટલુ તેમાં સ્પીરીટ ઓફ ટરપેન્ટાઇન નાંખી કાગળના પાતળા પુંઠા ( પેસ્ટબોરડ )ને બરશવતી તેનો લેપ કરવો, તે સુકાયા પછી બીજી વખત, તથા ત્રીજી વખત એ પ્રમાણે લગાડી તે બરાબર સુકાયા બાદ એક કપડાનો મોટો કડકો સ્પીરીટ ઓફ ટરપેન્ટાઇનમાં ભીંજવી તે પુંઠાપર ફેરવવો, અને તેપર લગાડેલું મિશ્રણ બધી જગાએ સરખું લાગી સફાઇદાર થાય તેમ

કરવું. આવી રીતે ફુટવા તુટવાની ફીકર વગરની અને સારી ટકાઉ સ્લેટો તથા ડાયરી બુકો બને છે, અને વળી કીંમતમાં પણ સસ્તી પડવા ઉપરાંત તેનાપર પથ્થર પેનથી ઘણી સારી રીતે લખી શકાય છે. આશા છે કે કોઇ ઉદ્યમી માણસ આ કળાનો સારો ઉપયોગ કરશે.

## ૨૬ પારાનાં પ્યાલાં, ગોળીઓ, મુરતીઓ વિગેરે કરવાની રીત.

લોઢાની કઢાઇને દેવતાપર રાખી તેથાં મોરથુથાનો કપડ છીણુ ભુકો નાંખી તેપર પારો નાંખી તેનાપર મીઠું નાખવું. પછી તેપર એક પ્યાલો ઉંધો ઢાંકી તેની કીનારીમાંથી પવન ન જાય માટે ઘઉંના ભીના આટાથી તેની સંધિઓ બંધ કરી લેવી, બાદ તે કડાઇમાં પાણી રેડી નિચે અગ્નિ સળગાવવો, પારો સીજીને લાલ થાય ત્યારે કડાઇ નીચે ઉતારવી, બાદ તેની ઇચ્છાનુસાર વસ્તુઓ બનાવી સુકવવી, સુકાયાબાદ ડોલાયંત્રમાં બકરીનું મુત્ર ભરી તેમાં પારાની ચીજો નાંખી પકવવી; જેથી તે સ્વચ્છ સફેદ રંગની બની રૂપા સરખી દેખાશે.

## બીજી રીત.

પારા અને કલાઇને ખરલમાં નાંખી દેવચંપાના દુધ સાથે ખરલ કરી તેઓને અગ્નિપર મુકી રસ કરી જેવો આકાર બનાવવો હોય તેવા બીબામાં રેડવી.

## ત્રીજી રીત.

અળસીના તેલને ઉકાળી તેમાં પારાને જરા ગરમ કરી નાંખવાથી પણ જામી જાય છે. બાદ તેની જોઇએ તે ચીજ બનાવવી.

## ચોથી રીત.

પારાને અંકોલના તેલ સાથે ખરલ કરવાથી જામી જાય છે. બાદ તેની જોઇએ તે ચીજ બનાવવી.

ઉપરની ત્રણે રીતોથી થયેલી ચીજોને વધારે કઠણ કરવી હોય તો કેટલાક દિવસ સુધી લીંબુના રસનાં ડુબાવી રાખવી,

## ૧૫ ગંધકનાં પ્યાલાં.

પાછળ કપુરનાં પ્યાલાં બનાવવાની જે રીત લખી છે. તેજ રીતથી ગંધકનાં પ્યાલા પણ બનાવવા, તફાવત માત્ર એટલોજ કે તેમાં કપુરને બદલે ગંધકનો ઉપયોગ કરવો.

## ૧૩ વાસુદેવ પ્યાલુ.

આ પ્યાલાં મથુરાં તરફના લોકો બનાવી વેચે છે એની બનાવટ એમ હોય છે કે એક પીતળના પ્યાલામાં વાસુદેવની પીતળની મુર્તી ઉભી બેસાડેલી હોય છે, જેના બન્ને હાથ કમર આગળ એકઠા કરી ત્યાં આગળ તે હાથો ઉપર શ્રીકૃષ્ણ ભગવાનની મુર્તી આડી સુવાડી રાખેલી હોય છે. એવી રીતે બનાવેલાં આ પ્યાલાઓ વેચનારા એમ દલીલ બતાવે છે કે જયરે કંસરાયના ભયને લીધે શ્રી વાસુદેવ તરતનાજ જન્મેલા શ્રીકૃષ્ણને મથુરામાંથી લેઈને મધ્ય રાત્રીના સમયે ગોકુળમાં શ્રી નંદરાયના ત્યાં મુકવા જતાં હતા, ત્યારે ચાલતાં ચાલતાં જુમનાજી આગળ આવ્યા તે વખતે શ્રી જુમનાજીમાં ઘણા જોરમાં પુર આવેલું હતું; તેથી હવે સામે કીનારે કેમ જવાશે એવા વિચારમાં પડી વાસુદેવ શ્રી જુમનાજીના પાણીનો અડસટો જોવા નીચા નમ્યા, તે વખત શ્રીકૃષ્ણ ભગવાનના પગનો અંગુઠો શ્રી જુમનાજીના જળને અડી ગયો, જેથી

તરતજ સઘળુ પુર ઉતરી જઇ એકદમ ઉતાર થઈ ગયો. તેજ મુજબ આ પ્યાલામાં પણ એવો ચમત્કાર છે કે તેમાં ડબલ પડદો છે. આ કોઇ જગો એ કાણું નથી, જેથી તમે તેમાં પાણી ભરવા શરૂ કરશો તેમાંથી એક ટપકું પાણી પણ બહાર જશે નહી. પરંતુ તમે જ્યારે પાણી ભરતાં ભરતાં શ્રીકૃષ્ણના પગના અંગુઠાને અડે ત્યાં સુધી પાણી બરશો, ત્યારે એકદમ તે પ્યાલામાંથી સઘળુ પાણી ગુમ થઇ જઇ પ્યાલો તદન કોરો થઇ જઇ એ પાણી કયાં ગયું તેની કોઇને ખબર પણ પડશે નહી એવો એ પ્યાલામાં ચમત્કાર છે.

હવે તેનો ખુલાસો એમ છે કે કંસરાયના વખતમાં તો ગમે તેમ બન્યું હશે, તેના સત્યાસત્યનો વિચાર કરવાનું આ સ્થળે આપણને કારણ નથી, પરંતુ જે લોક ઉપલા પ્યાલાથી એ ચમત્કાર કરી બતાવે છે તેમાં તો લુચ્ચાઇ પ્યાલાની કે કૃષ્ણની બનાવટમાં નહી પરંતુ વાસુદેવની બનાવટમાંજ હોય છે. એવી રીતે કે વાસુદેવનાં બંને પગ તથા કમર પોલી હોવાથી તે મલી એક ચીમટાના આકારની નળીનું કામ સારે છે. હવે પ્યાલાને તળીઆ સાથે ન જડતાં તેના અને પ્યાલાના તળીઆ વચે થોડુ અંતર રાખેલું હોય છે. જ્યારે બીજો પગ પ્યાલાના તળીઆ સાથે બરાબર જડી લેઈ તેના નીચેના પ્યાલાના તળીઆમાં આરપાર કાણું પાડેલું હોય છે. જેથી આપણે પ્યાલામાં જેમ જેમ પાણી રેડવા શરૂ કરીએ છીએ, તેમ તેમ પ્યાલાથી અલગ રાખેલા પોલા પગમાં પણ ભરાતું જાય છે એમ ભરાતાં ભરાતાં જ્યારે છેક વાસુદેવ કમરપુર હુબે એટલું પાણી પ્યાલામાં ભરાય છે, ત્યારે તે પોલો પગ પણ કમર સુધી ભરાઇ ગયેલો હોવાથી તરતજ તેમાંનું પાણી કમરના પોલાણના રસ્તે થઇ બીજા પગ વાટે પાછું નિચે ઉતરવા શરૂ કરે છે, અને એ રીતે પાણીને વહેવાની સતિ મલી કે

તરતજ ઝપાટાબંધ તે આખા ગ્લાસનું પાણી બીજા પગ વાટે થઇ ગ્લાસના તળીએ નિકળી જાય છે, કારણ તે બીજા પગ નીચેથી ગ્લાસમાં આરપાર કાણું રાખેલું હોય છે, એવી રીતે આકર્ષણ ગતિના આ-ધારે પાણી નિકળી જાય છે, છતાં ભોળા ભાવિકો શ્રી વાસુદેવની કમર આગળ રાખેલી પીતળની શ્રી કૃષ્ણ ભગવાનની મુર્તિના પ્રતાપે એ બન્યું એમ જાણી ઠગાય છે.

## ઉપસંહાર.

આ પ્રકરણમાં લખવામાં આવેલી જુદી જુદી બનાવટો પૈકી એકાદ, એ બનાવટોથી હાથે કરી લેનાર મનુષ્ય સુખે પોતાનું ગુજરાન ચલાવી શકશે એમાં શક નથી, પરંતુ એવી રીતે ખાસ બનાવટથી કરેલી ચીજને ખરાને નામે વેચનારા માણસથી આ ગ્રંથના વાચકો ઠગાય નહી; માટે અમે કેટલીક જાતની બનાવટો પારખી કાઢવાની યુક્તિઓ પણ નીચે લખીએ છીએ.

સોનાને કસોટીપર ઘસવાથી જે ડાઘ પડે તેપર સુરાખારના તેજાબનું ટીપું નાખી જોવું, જો ખરૂં સોનું હશે તો ડાઘ કાયમ-જ રહેશે અને જો ડાઘ જતો રહે તો બનાવટી સમજવું.

રૂપાને મીઠાના તેજાબમાં નાંખી જોવું જો ખરૂં હશે તો પીગળશે નહીં.

સુરવાળાને અગ્નિપર નાંખવું જો ખરૂં હશે તો જલ્દી બળશે નહીં.

હાથીદાંતને ચોખ્ખા ફોસફોરીક એસીડમાં નાંખી થોડીવાર રહેવા દઇ ઠંડા પાણીથી ધોઇ નાંખવો, જો ખરો હશે તો સ્થિતિ સ્થાપક થશે.

એક ભાગ સાબુની કરચો ને ૬ ભાગ સ્પીરીટ ઓફ વાઇનની

સાથે બાટલીમાં નાંખી ખુચ મારવો, જો સારો હશે તો સ્પીરીટ સાથે મળી જશે.

લીંડીપીંપરને ગરમ પાણીમાં મેળવી જોવી, જો બનાવટી હશે તો પાણી તેલની આશ વાળુ થયેલું માલુમ પડશે. તથા વાસ પણ બીજી જાતનો આવશે.

અફીણને ઓગાળી કસુંબો કરતાં તે એકજ રંગનો જણાય તથા તેના ખાવાથી મગજ ચડે નહીં તો ઉત્તમ જાણવું.

કેસરને ગંધકના તેજાબમાં નાંખવું જો ખરૂ હશે તો તેનો રંગ કાળો થઇ લાલ થશે અને બનાવટી હશે તો કાળું થઇ પછી લાલ થશે.

હીંગના કાંકરાને બતીપર ધરવાથી જો ખરો હશે તો તરતજ કપુરની માફક સળગી ઉઠશે. કપુર તેનાં પ્યાલાં, માળાઓ વગેરેને ડમરૂ યંત્રમાં મુકવાં જો ભેગ વગરનાં હશે તો નીચેના હાંલ્લામાં કંઇ ન રહેતાં સઘળું કપુર ઉપલા હાંલ્લામાં જઇ ચોંટશે. અને ભેગ હશે તો જે ચીજનો ભેગ હશે તે અગર તે બળીને થયેલી તેની રાખ નીચેના હાંલ્લામાં રહેશે.

કલાઇની ઉપર સફેદ કપડું ઘસવું જો ભેગ હશે તો કપડાપર કાળો ડાઘ પડશે.

મધને કોડીઆમાં પુરી તેમાં દીવેટ નાંખી દીવો સળગાવવો જો સારૂં મધ હશે તો દીવો બળશે, નહીતો બુજાઇ જશે.

દુધની અંદર સોય બોળવી જો નીરમળ હશે તો સોયની અણી સાથે દુધનું ટપકું બાઝી રહેશે, અને ભેળ હશે તો સોય ખાલીજ નીકળશે.

કોડલીવર પેનકીલર વગેરે માટે તેના બનાવનારનો માફક તપાસી જોવો, સોડાવોટર, લેમનેડ, વગેરે ને હલાવી જોવાં જો તે ખરાં હશે તો તેમાં ઉભરો આવશે.

વીજળીની વીંટીઓપર ચાકુ ઘસી જોવી, જો તે ખરી હશે તો તેમાં ગરમી આવેલી માલુમ પડશે.

પારાનાં પ્યાલાં, ગોળીઓ, મુર્તિઓ, વગેરેને ડમરૂ યંત્રમાં મુકી જોવાથી તેમાં જો ધાતુનો ભેળ હશે તો નીચેના હાંલ્લામાં તે ધાતુનોઅંશ રહેશે, અને જો પારાની ચીજો ફક્ત વનસ્પતિનાજ રસમાં બાંધેલી હશે, તો નીચેના હાંલ્લામાં કંઇ ન રહેતા સઘળો પારો ઉપરના હાંલ્લામાં જઇ ચોટશે.

ત્રાંબાપર સુરાખારના તેજાબનું એક ટીપું નાંખવું, તેથી જો તેમાં ગજવેલ અગર લોઢાનો ભેગ હશે તો તેની ઉપર કાળો અથવા ભુરો ડાઘ પડશે.

વાસુદેવ પ્યાલાની અંદરની શ્રી વાસુદેવની મુર્તીના એક પગ અને પ્યાલાની વચ્ચે જે અંતર રાખવામાં આવ્યું હોય, તે મીણથી પુરી નાંખવું; જેથી તે પોલા પગ વાટે પાણી ઉપર ન ચડી બીજા પગ વાટે નિકળશે નહીં.

---

## પ્રકરણ ત્રીજું.

---

### અથજલ શીરાજ્ઞાન.

હવે સરવે લોકોને ઉપયોગી એવા કુવા, વાવ વગેરે જળાશય ખોદવા પહેલાં જમીનની પરીક્ષા કરી તેમાં કેટલી ઊંડાઇએ પાણી રહેલું છે; તથા તે પાણી ખારૂ છે, કે મીઠું, વગેરે જાણવાની યુક્તિઓ, તેમજ જમીન ખોદતાં તેમાં આવનારા પદાર્થોની અગમ ચેતીઓ, અને વખત પર પાણી થતા પહેલાં કઠણ પથ્થરનું પડ આવે તો તેને

ફેડવાના ઉપાયો વરાહમિહિરકૃત બૃહત સંહિતા તથા કૌતુક ચિંતા-મણી વગેરે ગ્રંથોના આધારે લખું છું.

૧—જાંબાના ઝાડ પાસે સાપનો રાફડો ( જે પ્રથમ ઉધેઇના નાના ઝીણા કીડાઓ બનાવે છે અને પાછળથી તેમાં સાપ આવી ભરાઇ જાય છે ) તો તે રાફડાની દક્ષિણ બાજુએ ખોદવાથી સાત હાથ ઊંડાઇપર મીઠા અને અખુટ પાણીને પ્રવાહ મલે છે. તેની નિ-શાની એ છે કે તે જગો આગળ કમરપુર ખોદતાંજ માછલાં અને કબુતરના રંગના પત્થર, અને નીલા રંગની માટી દેખાય છે. બાદ ત્યાં અગાધ જળ મલી આવે છે.

૨—ઊંબરાના ઝાડની પાસે જો રાફડો હોય, તો ત્યાંથી પ-શ્ચિમ દીશા તરફ ત્રણ હાથ દુર જગોપર ખોદવાથી નવ હાથ ઉંડા-ઇએ પાણી મલે છે.

૩—બોરના ઝાડથી પુરવ દીશાએ રાફડો હોય, તો ત્યાંથી પશ્ચિમ દીશા તરફ સાડા દશ હાથ ઉંડાએ પાણી છે એમ જાણવું તેની નીશાની એ છે કે ત્યાં આગળ કમર પુર ખોદતાં સફેદ ગરોળી (ગભંલી) નીકળે છે.

૪—બીલી અને ઊંબરાનું ઝાડ જે ઠેકાણે એકઠાં ઉગેલાં હોય ત્યાંથી દક્ષિણ દીશા ભણી ત્રણ હાથ દુર જગોપર ખોદવાથી સાડાદશ હાથ ઊંડાઇએ પાણી નીકળે છે.

૫—બહેડાના ઝાડ આગળ રાફડો હોય તો ત્યાંથી એક હાથ દુર ખોદવાથી સોળ હાથ ઉંડાઇપર પાણી મળે છે.

૬—કોઇ પણ ઝાડ નીચે દેડકાં રહેતાં હોય, તો ત્યાંથી ચાર હાથ દુર જગોપર બાર હાથ ઊંડાઇ સુધી ખોદવાથી પાણી મલે છે.

૭—જે જગોપર પાણીનો આધાર બીલકુલ નહીં હોવા છતાં

મંદારનું ઝાડ ઉગેલું હોય, તો તેની પુર્વ દીશાએ ત્રણ હાથ દુર જગાપર ખોદવાથી દક્ષિણ દીશા તરફ વહેનારી પાણીની આય સાંપડશે તેની નીશાની એ કે નીલા કમળના રંગની માટી, તથા કબુતરના રંગના પથરા જેટલી ઉંડાઇપર નિકળશે, ત્યાંથી હાથભર નીચે ખોદવાથી બકરાના શરીર માફક વાસ મારતી માટી નિકળી તરતજ લગાર ખારાશવાળું સ્વચ્છ પાણી નીકળશે.

૮–કરંજ (કરણ)ના ઝાડથી દક્ષિણ દિશામાં જો રાફડો હોય, તો તેની દક્ષિણ બાજુએ બે હાથ દુર જગોપર સાડાદશ હાથ ખોદવાથી પાણી મલે છે. તેની નીશાની એ કે પ્રથમ કમરપુર ખોદતાં એક કાચબો નિકળશે. બાદ થોડીક ઉંડાઇપર એક પુર્વ દિશા તરફ વહેનારો હલકો, અને ઉત્તર દીશા તરફ વહેનારો પ્રાણીનો મજબુત પ્રવાહ માલુમ પડશે, પરંતુ તેની નીચે પથ્થરનું પડ હશે જે પડ કાઢી નાંખ્યા બાદજ નિર્ભય થશે.

૯–જેની ઉપર દરભ અને ધરો ઉગેલાં હોય એવો રાફડો જો તિલક વૃક્ષ ( એ ઝાડના ફુલ તલના ફુલ જેવાં હોય છે )ની દક્ષિણે હોય તો તેની પશ્ચિમ બાજુએ સાડાસત્તર હાથ ઊંડું ખોદવાથી પુર્વ દિશા તરફ વહેનારો પાણીનો ઝરો હાથ લાગશે.

૧૦–કદંબના ઝાડથી પશ્ચિમ દીશાએ રાફડો હોય, તો તેની દક્ષિણ બાજુએ ત્રણ હાથ દુર જગોપર ખોદવાથી સાડાદશ હાથ ઉંડાઇપર કદીપણ ન ખુટનારો અને ઉત્તમ દીશા તરફ વહેનારો પાણીનો સ્વાદીષ્ટ ઝરો મલી આવે છે, તેની નીશાની એ કે સાડાત્રણ હાથ ખોદવા બાદ માછલાના રંગનાં દેડકાં તથા માટી નીકળે છે.

૧૧–નાળીએર અગર તાડનું ઝાડ રાફડા પરજ વધેલું હોય તો

તેથી પશ્ચિમ દીશા તરફ ૭ હાથ દુર જગોપર ખોદવાથી ચૌદ હાથ ઉંડાઇપર પાણી મળે છે.

૧૨—આસુંદરાના ઝાડથી ઉતર દીશામાં રાફડો, અગર બોરનું ઝાડ હોય તો ત્યાંથી ઉત્તર દીશાએ ૭ હાથ જગાપર ખોદવાથી બાર હાથ ઉંડાઇએ પાણી મળે છે. એની નીશાની એ કેઃ—એક પુરૂષ-ભર ખોદતાં કાચબો, કાળાશ પડતા પથ્થર. અને રેતી મિશ્રીત માટી આવશે. અને ત્યાં એક દક્ષિણ તરફ અને બીજો ઉત્તર વહેનારો એવા બે પાણીના ઝરા માલુમ પડશે.

૧૩—અરજુન ( સાદડ ) વૃક્ષની ઉતરે રાફડો હોય તો ત્યાંથી ( રાફડાની ) પુર્વ દીશાએ ૭ હાથ દુર જગોપર ખોદવાથી ૨૮ હાથ ઉંડાઇ ઉપર ઉત્તર દક્ષિણ, અને દક્ષિણ ઉતર એમ વહેનારા બે પાણીના અખુટ ઝરા હોય છે. તેની નીશાની એ કેઃ—એક પુરૂષભર ખોદતાં કાળો સરપ, પીળી માટી, અને પંચું પત્ર (લાલાશ) ના રંગના પથ્થર નજરે પડે છે.

૧૪—કોઇ ઝાડનું એકજ ડાળું ઘણું નમી ગયેલું હોય અગર શીકુ પડી ગયેલું હોય, તો તેની નીચે એક પુરૂષ ભર ખોદવાથી પાણી નીકળે છે.

૧૫—જ્યાં આંગળ ઝાડનાં પાનાં, ફળ વગેરેમાં હમેશાં વીકાર થયેલો માલુમ પડે છે એટલે જે ઝાડને જેવાં ફળ, ફુલ, પાનાં વગેરે આવવાં જોઇએ તેવાં ન આવતાં જુદીજ જાતનાં આવે છે. હાથ ઉંડાઇપર પાણી મલે છે.

૧૬—પીલું ( જાળ, વરખડો, વગદો, ) ના ઝાડની ઇશાન દીશાએ રાફડો હોય, તો ત્યાંથી પશ્ચિમ બાજુએ ખોદવાથી સાડા

સત્તર હાથ ઉંડાઇપર ઉતર દીશા તરફ વહેનારો અખુટ ઝરો હાથ લાગે છે.

૧૭—પાણીના આશરા વગરની જે જગોપર સારસાં, ચકવક, બગલા કાગડાં વગેરે પક્ષીઓ હમેંશાં જથાબંધ રહેતાં હોય, ત્યાં આગળ ખોદવાથી જરૂર પાણી નીકળે છે.

૧૮—જે જગોપરના ઝાડો ઉનાળા, શિયાળા, અને ચોમાસામાં એટલે બારે માસ લીલાંછમ અને પાનાંવાળાં રહેતાં હોય, ત્યાં પણ નજીક પાણી હોય છે.

૧૯—ગ્રીષ્મ ૠતુના અતિ સખ્ત તાપથી પણ જે જગોપરનું ધરો વગેરે ઘાસ સુકાઇ ન જતાં લીલુંજ રહે છે. તેમજ તે ઘાસને કાપી લીધા બાદ પણ જલદીજ પાછું જેમ ને તેમ વધે છે, તે ઠેકાણે ખચીત પાણી હોય છે.

૨૦—પાસે પાસે ઘણાં ઝાડ હોવા છતાં પણ જે એકજ ઝાડપર હમેંશાં પક્ષીઓ રહેતાં હોય ત્યાં પણ નજીક પાણી હોય છે.

૨૧—પાણી વગરની જગોમાં જો નેતરડી, નગોડ, બેપણી (બેયણાં) સતાવરી, દારૂડીઓ એખરો, વગડાઉ કેળ, વગેરે પાણીનેજ આશરે રહેનારાં ઝાડ જથાબંધ ઉગી સદાકાળ લીલાં રહેતાં હોય તો ત્યાં પણ પાણી થાય છે.

૨૨—જે જગોપર વીરણનાં બોથાં ઘણાં થતાં હોય તેમજ અનેક જાતની સુકુમાર વનસ્પતી ઉનાળામાં પણ નવ પલ્લવ રહેતી હોય ત્યાં પણ પાણી મળે છે.

૨૩—આજુબાજુ ઊંચાણ જમીન હોય તેની વચમાં જ્યાં એકદમ નિચાણ જમીન હોય ત્યાં પણ જરૂર પાણી મળે છે.

૨૪—જ્યાં આગળ ખોદતાં ચીકણી માટી અગર સુકી રેતીનું ભાડું આવે છે ત્યાં આગળ જલદી પાણી થતું નથી.

૨૫—ડુંગરાની પથ્થરવાળી જમીનમાં પણ પાણી જલદી થતું નથી.

૨૬—કુવો ખોદતાં જો તેમાં તુટે નહીં એવા કઠણ પથ્થરનું પડ આવે તો તેપર અગ્નિ પેટવી લાલચોળ કરવું, બાદ તેપર ચુનાનું પાણી છાંટી બુઝવવું જેથી જલદી ફુટે છે.

૨૭—અગર પથ્થરના પડને અગ્નિ સમાન ગરમ કરીને તેનાપર ફટકડી, માક્ષિકભસ્મ, અને ચુનાને પાણીમાં મેળવી છાંટવાથી જલદી ફુટે છે.

इतिजलशिराज्ञानम् ॥

# સ્પીરીચ્યુએલીઝમ.



**સ્પીરીચ્યુએલીઝમ**—એટલે કેટલાંક વરસ થયાં મરણ પામેલા માણસના આત્માને આપણી રૂબરૂમાં બોલાવી તેની સાથે વાતચિત કરવાની વિદ્યા કેટલાંક વરસ થયાં અમેરીકા, યુરોપ વગેરે ખંડોમાં ઘણી ધામધુમથી ચાલે છે; તેમજ આપણા દેશમાં પણ કેટલાક સ્થળે થિઓસોફીકલ નામની સોસાઇટીની શાખાઓ સ્થાપન થએલી છે, તેમાં એ વિદ્યાનો પ્રચાર ચાલુ જોવામાં આવે છે, પરંતુ ગુજર્જર બંધુઓમાં તે વિષેની જોઇએ તેવી માહીતી ન હોવાથી તેઓમાંથી ઘણોક ભાગ તે વિદ્યાનો લાભ લેઇ શકતી નથી; એમ જાણી મારા પોતાના અનુભવના આધારે ( તે વિદ્યા વિષે સઘળું વિવેચન ન કરતાં ફક્ત ) કોઇ પણ મરણ પામેલા માણસના આત્માને કેવી રીતથી બોલાવવો, તથા તેના આવ્યા બાદ કેમ વર્તણુક ચલાવવી, ઇત્યાદિ જાણવા યોગ્ય માહીતી સંક્ષેપમાં લખું છું, જે વાંચી તે વિદ્યા વિષે વહેમ ધરાવનાર અગર અજાયબ થનારા શખ્સો મારા લેખ પ્રમાણે પ્રયોગ કરી પોતાની ખાત્રી કરી લેશે, જો કોઇને આ વિદ્યા વિષે વધારે માહીતી મેળવવા ઇચ્છા હોય, તો અમને રૂબરૂમાં મલવાથી તેને આ વિદ્યાની સત્યતા સિદ્ધ કરી આપવામાં આવશે.

૧—આ વિદ્યા ચકર માંડીને ( ગોળ રીતે કેટલાંક માણસોએ ) બેસવાથી સિદ્ધ થાય છે.

૨—ચકર માંડવાની રીત એમ છે કે એક સ્વચ્છ હવાવાળા એકાંત મકાનમાં એક ગોળ ટેબલ મુકી તેની ચારે બાજુએ ગોળાકાર

રીતે ખુરશીઓ ગોઠવવી, જો ખુરશીઓમાં કપડા અગર ચામડાની ગાદીને બદલે નેતર ભરીને અથવા લાકડાનાં પાટીઆં જડીને બેઠકો કરેલી હશે તો વધારે સારૂં.

૩—ચકર દિવસે માંડવા કરતાં રાત્રિએ માંડવું એ વધારે સારૂં છે, માટે ઘણુ કરી રાત્રિના નવ દશ વાગ્યાના સુમારે માંડવું.

૪—ત્રણથી ઓછાં ને દશથી વધારે માણુસોએ કદી પણ ચકરમાં બેસવું નહીં.

૫—ચકરમાં બેસનાર સઘળાં માણુસોએ ટેબલની આસપાસ ગોઠવેલી ખુરશીઓપર બેસી ટેબલપર પોતાના બન્ને હાથ રાખી ચકર બનાવવું, તે એવી રીતે કે એક માણુસનો જમણો હાથ તો બીજાનો ડાબો હાથ, એમ દરેક માણુસના હાથ એક બીજા સાથે જોડીને ટેબલપર મુકવા. તેથી ટેબલપર સઘળા માણુસોના હાથો મળીને એક ગોળ ચકર (કુંડાળું) બની જશે.

૬—જો કદાપિ ચકર માંડવાને પુરતી ખુરશીઓની સગવડ ન હોય તો સઘળા માણુસોએ જમીનપર ગોળાકાર રીતે બેસી, સઘળાંની વચમાં થોડીએક ઊંચાઇવાળો એક બાજઠ ( ચોકી ) રાખી તેપર દરેકના હાથ મુકી ઉપલી રીતે જોડી ચકર બનાવવું. ધારો કે જાણે ચાર માણુસો ચકર બેઠેલાં છે તો તમારે ડાબો હાથ તમારી ડાબી બાજુએ બેઠેલા માણુસના જમણા હાથપર મુકવો, જેથી એનો ડાબો હાથ એની ડાબી બાજુએ બેઠેલા માણુસના જમણા હાથપર રહેશે; અને તેનો ડાબો હાથ તમારી જમણી બાજુએ બેઠેલા માણુસના જમણા હાથપર રહેશે, તેથી જમણી બાજુએ બેઠેલા માણુસનો ડાબો હાથ તમારા જમણા હાથપર આવી ચકર બંધાઇ જશે. આ જેમ ચાર માણુસના ચકરની વાત કહી તેમ સઘળાં માણુસોનું ચકર બનાવવું.

૭—ચકરમાં બેસતાં પહેલાં મકાનમાંથી કચરો, પુંજો વગેરે કાઢી સુવાસિક ધુપ વગેરે કરી સ્વચ્છ બનાવવું.

૮—પુરૂષ અને સ્ત્રી, કાળા અને ગોરા, બળવાન અને નિર્બળ, બુદ્ધિહીન અને બુદ્ધિવાન, આળસુ અને ઉદ્યોગી, જુવાન અને બુઢા વગેરે એક બીજાથી ઉલટા ગુણવાળા દર બબે માણસોએ ચકરમાં જોડાજોડ બેસવું.

૯—જે જે માણસો ચકરમાં ( ગોળાકારમાં ) બેસે, તેઓમાં એક બીજાને માટે શત્રુતા, ધર્મદ્વેશ, દેહાભિમાન, કિંવાધન, ધાન્ય, નિચ, ઉચ, વગેરે બાબતનો અભિમાન જોઇએ.

૧૦—વાદળ, વરસાદની વૃષ્ટી, આકાશમા વિજળી કિંવા ગરજના થતી હોય, ઘણી ઠંડી, ઘણું ગરમી, એવા વખતે બરાબર ફળ મળતું નથી. માટે સાધારણ ઠંડી અગર સાધારણ ગરમીના વખતે અંધકાર અથવા કમતી ઉજાસવાળા ઘરમાં ચકર માંડવું.

૧૧—ચકરમાં બેઠેલાં સઘળાં માણસોએ મનમાંથી ચિંતા શોક, કામ, ક્રોધ, લોભ, મોહ, વગેરે સરવે ઉપાધિઓ દુર કરી એક બીજા સાથે મધુર ભાષણ કરવાં, અગર એક મનુષ્યે મધુર સુરથી ગાયન કરવું. અગર કંઇ રસીક વાંચન વાંચવું. અને બીજાઓએ તે એક ચિતથી સાંભળવું, મતલબ કે ગમે તે પ્રકારે ચકરમાં બેઠેલાં સઘળાં માણસોનું એક ચિત કરવું.

૧૨—જે ઘરમાં ચકર માંડયું હોય ત્યાં ઘણું કરીને ચકરમાં બેઠેલા માણસો સિવાય કોઇ બીજા માણસને રહેવા દેવું નહીં. વખતપર તમારા કોઇ ઇષ્ટ મિત્રો વગેરે ત્યાં આવેલા હોય, તો તેમને પણ તે મકાનની બહાર બોલે ચાલે નહીં તેમ શાન્ત ચિત્તથી બેસાડી રાખવા. અને જ્યારે તમારા ચકરમાં એકાદ આત્મા આવે ત્યારબાદ

તેઓને ઇસારતથી અગર ચકર ભંગ ન કરતાં એટલે ચકરમાંથી કોઇએ પણ ઉઠયા સિવાય ફકત હાંક મારી બોલાવવી. મકાનમાં બારી બારણાં ઘણું કરીને બંધ રાખવાં કે જેથી બીજા માણુસો અંદર આવી ગડબડ કરી શકે નહી

૧૩—ચકર માંડવાને કાયમ કરેલું ઘર, ટેબલ, દરેક માણુસે પોત પોતાને માટે કાયમ કરેલી ખુરશી, બેસવાની જગા, તથા કાયમ થયેલાં માણુસો ઘણી જરૂરની બાબત સિવાય કદી પણ બદલવાં નહીં.

૧૪—પાપી, દુષ્ટ કામમાં પ્રવૃત થનાર અને નાસ્તિક માણુસને તો તે સ્થળે આવવા પણ દેવો નહીં.

૧૫—ચકરમાં બેસતી વખતે તે મકાનમાંના સઘળા દીવા બુજાવી નાંખી ફક્ત એકજ દીવો અને દીવાસળીની પેટી ટેબલની પાસે રાખી ચકર માંડવું. અને પછી તરતજ તે દીવો પણ બુજવી નાંખવો. અગર તેને ટેબલ નીચે રાખી તેનો પ્રકાશ ઘણોજ ઝાંખો રાખવો.

૧૬—સઘળાં માણુસોએ એકચીત થયા બાદ કોઇપણ મરણુ ગામેલા માણુસનો આત્મા પોતાના ચકરમાં આવે એમ ચિંતવન કરવું.

૧૭—ચકર માંડવાનો તમને સારો અનુભવ મલ્યા બાદ એટલે કેટલીક વખત કોઇ કોઇ આત્મા તમારા ચકરમાં આવી ગયા બાદ તમે જે માણુસના આત્માને બોલાવવાને ધારશો તેને બોલાવી શકશો; પરંતુ શરૂઆતના તમારા અભ્યાસમાં તો કોઇ પણ અમુકજ માણુસનો આત્મા અમારા ચક્રમાં આવે તેમ ન વીચારતાં ગમે તે એકાદ આવવાને માટે ચિતવન કરવું. અને જે આત્મા આવે તેનો સારી રીતે આદર સત્કાર કરવો, જેથી તમારા ચક્રની વાત તે બીજા મુકાત્માઓને પહોંચાડશે, શરૂઆતમાંજ ફલાણો આત્મા આવે એમ ધ્યાન ધરવાથી આવેલો આત્મા નકલી રૂપ લેશે એવો સંભવ છે.

૧૮—જે એકજ માણુસના શરીરમાં દરરોજ આત્મા આવવા લાગે તે મીઢિયમ એટલે ભુવો કહેવાય છે. કેટલીક વખત એમ પણ બને છે કે શરૂઆતના દિવશોમાં દરરોજ જુદા જુદા માણુસોના શરીરમાં આત્માઓ આવ્યા બાદ, પંદર વીશ દીવસો જતાં દરરોજ એક કાયમ માણુસના શરીરમાંજ આત્માઓ આવે છે. માટે જ્યાં સુધી મિડિયમ નક્કી ન થાય ત્યાં સુધી દરરોજ અરસપરસ બેસવાની જગો બદલવી જોઇએ. પરતુ મિડિયમ નક્કી થયા બાદ કોઇએ પણુ પોતાને બેસવાની જગો બદલવી નહીં.

૧૯—ચક્રમાં બેસનાર માણુસોએ પોતાનામાંથી એક માણુસને પ્રમુખ ઠરાવવો જોઇએ; અને તે પ્રમુખની આજ્ઞાનુસાર સરવે જણુાએ વરતવું જોઇએ.

૨૦—જે માણુસ મિડિયમ તરીકે મુકરર થાય તેને હમેશાં ચકરમાં દક્ષિણ દીશા તરફ મ્હોં રહે તેવી જગો આગળ બેસાડવો જોઇએ, અને જેને પ્રમુખ તરીકે ઠરાવેલો હોય, તેણે મિડિયમની બરાસામે એટલે ઉતર દિશા તરફ મ્હોં રાખીને બેસવું જોઇએ.

૨૧—પ્રમુખે સઘળાં માણુસો સાથે માયાળુંપણે વરતવું જોઇએ જોઇએ તથા મિડિયમના શરીરમાં આત્મા આવ્યા બાદ જે કાંઇ પુછવું હોય; તે બીજા કોઇએ ન પુછતાં ફક્ત પ્રમુખેજ મધુર ભાષાથી પુછવું જોઇએ.

૨૨—ઉપર પ્રમાણે યોગ્ય ગોઠવણુ રાખી ચકર માંડવાથી સઘળા મનુષ્યોના અંગની વીજળી, એક બીજા સાથે મેળવી રાખેલા હાથો મારફત એક થઈ જઇ, ટેબલપર એક વિધુત ચકર બની જવાથી તે ચકરમાં અવસ્ય એકાદ આત્મા આવશે.

૨૩—ચક્રમાં બેઠેલાં માણસો જો જુદા જુદા આત્માઓની ભાવના કરશે તો કંઇ પણ કાર્ય સિદ્ધ થશે નહીં.

૨૪—જ્યારે તમારા ચક્રમાંના કોઇ પણ માણસના શરીરમાં કોઇ પણ આત્માનો પ્રવેશ થશે કે તુરતજ તેનો હાથ કંપવા લાગશે, શ્વાસ દીર્ઘ થશે; અને ગળામાં ઘુર ઘુર અવાજ થશે.

૨૫—જ્યારે એ પ્રમાણે થાય કે તરતજ તમારામાંના પ્રમુખ માણસે, ચક્રનો ભંગ ન થાય એ રીતે એટલે પોતાની બન્ને બાજુના બન્ને હાથ હાથ પોતાના ખભા ઉપર મુકી, પોતાના બન્ને હાથ ખાલી કરી દીવાને પ્રકાશિત કરવો. બાદ તાબડતોબ જેનો હાથ કંપતો હોય તેના હાથમાં પેન્સિલ આપી તે હાથ નીચે એક કાગળ મુકવો; અને પ્રશ્ન કરવો કે જો કદાપિ આપ કોઇ પરલોક ગત મુક્તાત્મા હો તો કૃપા કરીને આ પત્રમાં ઉતર લખશો.

૨૬—કોઇ કોઇ વખત કોઇ મિડિયમ ઉતર ન લખતાં "ટપ, ટપ," ટકોરા મારવા મંડી જાય છે. ત્યારે જો તે એક ટકોરો મારે તો "હા" અને બે ટકોરા મારે તો "ના" કહે છે એમ મતલબ સમજી તેની જોડે તે રીતથી વાતચિત કરવી.

૨૭—વખતપર મિડિયમ આળસ મરડે, નિંદ્રા લે, અને કંઇ અસ્પષ્ટ શબ્દો બોલવા લાગે તો જાણવું કે થોડા સમયમાં તેનો ઉચ્ચાર સ્પષ્ટ નિકળશે, અને તે લેખીત નહી પરંતુ મહોડેથી વાતચિત કરશે.

૨૮—કદી કદી કોઇ મિડિયમ મુકાત્માને આવતાં પણ દેખે છે, તેમજ આકાશમાં અગર ભીંતપર સોનેરી કિંવા રૂપેરી અક્ષરો છે એમ જોઇ તે વાંચે પણ છે; કદી કદી તે મકાનમાંથી ખુરશીઓ,

ટેબલ વગેરે હાલવાને પણ લાગે છે, દરવાજો બંધ છતાં બહારની કોઇ ચીજ તે મકાનમાં દાખલ થાય છે, અગર તેમ કાનમાંથી કાંઇ ચીજ બહાર જતી રહે છે. ત્યારે સમજવું કે કોઇ આત્મા અદરય રૂપે રહીને એમ કરે છે.

૨૯—કોઇ પણ આત્મા આવ્યા બાદ તેને શરૂઆતમાં એવા પ્રશ્નો પુછવા કે જેનો જવાબ ઘણોજ ટુંકો એટલે ફક્ત "હા" કિંવા "ના" એટલોજ અથવા બે ત્રણ શબ્દો જેટલોજ હોય બાદ અનુક્રમે તેને મોટા અને ગુઢ પ્રશ્નો પુછી તેની માહીતી મેળવવી, પરંતુ શરૂઆતમાંજ તેને ગુંચવાડામાં નાંખવો નહીં.

૩૦—કદી પણ મુક્તાત્માની પરીક્ષા જોવાનો પ્રશ્ન કરવો નહી; તેમજ જે પ્રશ્નનો જવાબ આપવાને તે નાખુશી બતાવે તેનો જવાબ મેળવવાને હઠ પણ લેવી નહી; કારણ તેમ કર્યાથી તે જલદીથી જતો રહેશે, અને આપણી એ અસભ્ય ભરેલી વર્તણુકની વાત બીજા આત્માઓને કરશે; જેથી બીજા મુક્તાત્માઓ પણ આવતા બંધ પડશે. માટે તેના તરફથી જે કંઇ આપણને જવાબ મળે તેની તે વખતજ ખાત્રી ન કરતાં ઇચ્છા હોય તો બીજે દિવસે બનતા પ્રયત્ને કરી લેવી.

૩૧—આવેલા આત્માને પુછવામાં આવતા પ્રશ્નો પરમાર્થ બુદ્ધિનાજ હોવા જોઇએ; પરંતુ "મને ધન ક્યારે મળશે?" "મારે છોકરાં કેટલાં થસે?" વગેરે આપ મતલબના પ્રશ્નો કોઇએ કદી પણ પુછવા નહીં.

૩૨—કદી કોઇ વખત ઉત્તર મલતાં વિલંબ થાય તો ચપળતા ન કરી દેવી, કારણ આ કાંઇ બાળકોની રમત નથી. પરંતુ એક વિચારણીયા વિદ્યા છે.

૩૩—કોઇ કોઇ સમયે કેટલાક નિચ આત્માઓ પૈકીનો એકાદ આત્મા ગમત કરવા અગર કંઈ ઉપદ્રવ કરવા મિડિયમના શરીરમાં આવી તેને દુઃખ દે છે, અગર મકાનમાં અદૃશ્ય રહી તોફાન કરવા માંડે છે. માટે જો તેમ બને તો તે વખતે ન ગભરાતાં તેને કાઢી મુકવાનો ઉપાય કરવો.

૩૪—કાઢી મુકવાનો એ ઉપાય છે કે, ચકર માંડતી વખતે પ્રમુખે અગર મિડિયમે પરમેશ્વરનું ભજન ક્યાઁ બાદ ચકર માંડવું તે છતાં, પણ જો કોઇ તેવો દુષ્ટ આત્મા આવ્યો હોય તો પ્રમુખે તે વખત હરીકીર્તન કરવું, અને મિડિયમના કાનમાં પરમેશ્વરના નામનો પોકાર કરવો.

૩૫—એકાદ માણસના આત્માને બોલાવવો હોય તો, સઘળા માણસોએ પ્રથમ હરીકિર્તન કરી અમારા ચકરમાં અમુકજ માણસનો આત્મા આવે એમ ઇશ્વર પાસે દુવા માગી ચકર માંડવું તથા તે માણસના આત્માને બોલાવવાને સઘળાઓએ મનમાંજ હાંક મારવી, પરંતુ તે આવશે કે નહીં તેનો કંઇ નિયમ નથી.

૩૬—મિડિયમ કાયમ થયા બાદ મિડિયમ અને પ્રમુખ એ બન્ને હાજર હોય, તેઓ ચકરમાં દરરોજ નવાં નવાં માણસો બેસાડીને ચકર માંડશે તો પણ હરકત નથી.

૩૭-કોઇ કોઇ માણસોના શરીરમાં રાત દિવસ એક પ્રકારનો તેલ જેવો પરસીનો નીકળે છે, તે જાતના મનુષ્યો જો ચકરમાં હોય તો વધારે સારૂ, કારણ જે દિવસે એવા મનુષ્યો ચકરમાં હોય ત્યારે કંઇ કંઇ અદ્ભુત ચમત્કારો થાય છે.

૩૮—ઘણું કરી ચકર માંડવાની પ્રથમ દિવસની શરૂઆતથી

માંડીને બે ચાર દિવસમાં તે ચક્રમાં આત્માઓ આવવા લાગે છે. માટે બે ત્રણ દિવસ સુધી ચક્ર માંડતાં પણ જો કોઇ આત્મા ન આવે તો બેઠેલાં માણસો યોગ્ય ગુણવાળાં નથી એમ સમજી દરરોજ માણસો બદલતા રહેવું.

૩૯—જે દિવસે આત્મા આવવાનો હશે તે દિવસે ઘણું કરીને તે કલાક દોઢ કલાકની અંદર આવી જશે. માટે દરરોજ બે ત્રણ કલાકથી વધારે વખત સુધી ચક્ર રાખવું નહી તેટલા અરસામાં જો કોઇ આત્મા આવે તો ભલે, નહીંતર ચક્ર બંધ કરી ઊઠી જવું. પુસ્તકો વાંચવાં જેથી ખુલાસો થશે.
પરંતુ જો તેટલા અરસામાં એકાદ આત્મા આવે તો, તે જેટલી વાર રહે ત્યાં સુધી ચક્રનો ભંગ કરવો નહીં.

૪૦—જેમ દુષ્ટ આત્માના પ્રવેશથી કોઇ વખત મિડિયમને દુઃખ થાય છે. તેમજ સાધુ આત્માના પ્રવેશથી તેને આનંદ પણ થાય છે.

૪૧—કેટલાક પ્રયોગકારો જલદીથી આત્માને બોલાવવાને માટે, ચક્રની વચમાં મુકવામાં આવતા ટેબલપર એક લોઢાનો તાર ગોળાકારે જડી લેછે. તેમજ હાથ મુકવાની રેષાઓ ( હદ ) પણ તારનીજ બનાવે છે.

૪૨—મિડિયમના શરીરમાંથી આવેલો આત્મા નિકળી ગયા બાદ પણ, જો તે બેશુદ્ધજ જણાય તો તેને પાસ દઇ જાગૃત કરવો.

૪૩—એ પાસ દેવાની રીત એમ છે કે પોતાના બન્ને હાથની હથેળીઓ મીડીયમના અંગ તરફ રહે તેવી રીતે પ્રમુખે પોતાના બન્ને હાથ પગના અંગુઠાઓ આગળથી ધીમે ધીમે મીડીયમના તે હાથ પાછા

મીડીયમના પગ આગળ લેઇ જતી વખતે પાછા મીડીયમના શરીર ઉપ-રથી ન લેઇ જતાં બન્ને હાથની મીડીયમના મસ્તક આગળ મુઠીઓ વાળી તે બીજી જગાએ થઇનેજ લેઇ જવા. મતલબ એકે ઉલટો પાસ લાગે નહીં તેની સાવચેતી રાખવી. ઉપર પરમાણે નીયમો ધ્યાનમાં રાખી ચકર માંડવાથી અવશ્ય તમે એ વીદયાનો લાભ લેશો એ વીદયામાં મુખ્ય એ ફાયદો છે કે, જુદા જુદા આત્માઓની સાથે વ્યવહાર થવાથી ઇશ્વર, જીવ, પ્રેમ, સાધન, સ્વર્ગ, નર્ક, આત્માની થતી ગતી વગેરે વિષયો બાબત અગમ્ય પ્રકારનું જ્ઞાન તેઓના કહેવાથી આપણે જાણી શકીએ છીએ.

આ વીષે જો કોઇને વધારે માહીતી મેળવવાને ઇચ્છા થાય તો અમને રૂબરૂમાં મલવું. અગર તે વીદયા વીષેના બીજાં સંપૂર્ણ પુસ્તકો વાંચવા, જેથી ખુલાસો થશે.

## પ્રકરણ ૪ થું.

---

## नानाविध कौतुकानि.

**૧—વીંછીનું વિષ દુર કરનારી ચમત્કારીક લાકડી—** કાચબાનુ હાડકું, મનસીલ, હરતાળ અને કૌચનાં બીજ એ સર્વેનું ચુર્ણ ખરલમાં મધની સાથે મર્દન કરવું, બાદ બોરના ઝાડની અગર સંધેસરીના ઝાડની લાકડી લાવી તેનાપર તે ઔષધીનો લેપ કરી છાંયામાં સુકવી રાખવી, કોઇને વીંછી કરડે તારે આ લાકડી તેના હાથમાં પકડવા આપવી અગર તે લાકડી જયાં સુધી વીખ ચઢયું હોય તે ઠેકાણેથી ડંખ સુધી ફેરવવી પરંતુ પાછી ઉલટી રીતે ફેરવવી **નહીં કારણ તેમ કર્યાથી** ઉતરેલું વીષ પાછું ચઢશે.

**૨—અંકોલ બીજનું તેલ કાઢવાની રીત**—અંકોલના બીયા પરનાં ફોતરાં કાઢી નાંખી ચુરણ કરી તેને તલના તેલની સાત ભાવનાઓ આપવી. બાદ બે કાંસાના વાસણો લેઇ તેની અંદરની બાજુએ તે ચુરણનો લેપ કરી, તે બે વાસણોના મ્હોંએક બીજાના ઉપર રહે તેમ લગાડી; તેઓને એકબીજા કાંસણના વાસણમાં મુકી સુર્યના તાપમાં રાખવાં. જેથી તે નીચે રાખેલા વાસણમાં તેલ પડશે તે ઉપયોગમાં લેવું.

**૩—સરપના વિષપર ચોપડવાની દવા**—પાશેર અફીણનો કશુબો કાઢી તેની પર અરીઠાઓના ફીણનાં છ, સાત ટીપાં નાંખવાથી તે બધું અફીણ નીરવીસ થઇ જાય છે. તો પછી જેને સાપ કરડયો હોય, અગર જેણે અફીણ ખાધું હોય; તેને જો અરીઠાઓના ફીણનું પાણી પાવામાં આવે. તથા આંખમાં આંજવામાં, અને ડંખ ઉપર ચોપડવામાં આવે તો તે માણસ મોતના ભયમાંથી બચે તેમાં કંઈ નવાઇ નથી અફીણનું ફીણ આંખમાં આંજયા પછી તેનાં પાનાનો રસ શરીરે ચોપડવો એ પણ હીતકર છે વીષ ઉતર્યા પછી આંખોમાં બળતરા થાય તો બે ત્રણ દિવસ સુધી આંખોમાં તાજું માંખણ અગર ઘીનું અંજન કરવું. આ પ્રયોગ ઘણોજ ચમત્કારીક છે. કારણ ફક્ત સરપનુંજ નહીં પરંતુ સરપ, વીંછી, અફીણ સોમલ, હરતાલ, ધંતુરો, મોરથુથું વગેરે હરેક જાતનાં સ્થાવર જંગમ કિંવા બનાવટી વિષપર અરીઠાઓનું પાણી પાવાથી તત્કાળ ઉલટી થઇ સઘળાં વીષ ઉતરી જાય છે.

**૪—કોઇ પણ ધાતુનો એક ક્ષણવારમાં રસ કરવાની અજાયબી રીત**—સુરોખાર ૫) તોલા. ટારટર ૨ા તોલા, ગંધક ૧ા તોલો એ સરવેની બારીક ભુકી કરવી. બાદ કોઇ પણ ધાતુની

ભુકી ૨॥) તોલા લેઇ તેમાં ઉપલું મિશ્રણ મેળવી એક નવી મુસમાં ભરી ફક્ત એકજ દીવાસળી સળગાવી તે મિશ્રણપર ધરવાથી, તત્કાળ તે સળગી ઉડી ક્ષણવારમાં ધાતુનો રસ તૈયાર થાય છે.

**૫—એક ક્ષણવારમાં પારાનું સોનું બનાવવું—** એક મુસમાં થોડો એક પારો ભરી કોઇને કહેવું કે, મારી પાસે કીમીયાની એવી તો સિદ્ધ જડી બુટીની ભુકી છે કે તેને આ પારાની અંદર નાંખી થોડીવાર અગ્નિ આપતાની સાથેજ પારાનું સોનું થઇ જશે. એ બાબતની તમને ખાત્રી ન હોય તો જુઓ! એમ કહી મુસમાં પારાની અંદર પારાના વજન જેટલી મ્યુરેટીક ઓફ ગોલ્ડની ભુકી નાંખી અગ્નિ આપવો. જેથી પારો તથા મ્યુરેટીક એસીડ ઉડ જઇ મુસમાં ચોખ્ખું સોનું રહેશે જે કાઢી બતાવવું.

**૬—એક ક્ષણવારમાં પારાનું રૂપું બનાવવું—**ઉપલીજ રીતે કરવું. પરંતુ ફેર માત્ર એટલોજ કે મુસામાં પારો ઠરવાની વનસ્પતિના બહાને મ્યુરેટીક ઓફ ગોલ્ડ ન નાંખતાં નાઇટ્રેટ ઓફ સીલવરની ભુકી નાંખવી.

**૭—બાલ કાઢવાનું તેલ—**કણેરનું મુળ, દંતી મુળ, નસોતર કડવું તુરીયું, કેળનો ખાર, અને કેગનું પાણી એ સઘળાં ચાર તોલા લેઇ તેમાં ચોસઠ તોલા પાણી અને સોળ તોલા તેલ નાંખી ઉકાળતાં, પાણી બળી જઇ તેલ માત્ર શેષ રહે ત્યારે ગાળી લેઇ; વાળપર લગાડવાથી વાળ ખરી પડે છે.

**૮—બાલ કાળા કરવાનો અરક—**હરડાં, બહેરાં, આંબળાં, લોઢાનો કાટ, ભાંગડીનો રસ એ સઘળાંનો અરક લગાડવાથી ઘણાજ કાળા વાળ થાય છે.

**૯—બાલ વધારવાનો લેપ**—હાથીદાંતના કોલસાનો ભુકો અને રસાંજનને બકરીના દુધમાં ખરલ કરી લગાવવાથી હાથેરીમાં પણ વાળ આવે, તો પછી માથાના વાળ વધતાં તો વિલંબજ શાનો.

**૧૦—બાલ સફેદ કરવાનું તેલ**—કાળા તલને થોરના દુધની સાત ભાવનાઓ દેઇ તેનું તેલ કાઢી બાલપર લગાવવાથી સફેદ થાય, આ તેલ પશુઓને ચિત્ર વિચિત્ર રંગનાં કરવા ઉપયોગી થઇ પડશે; કારણુ માણુસના અંગે લગાવવાથી કોઢ જેવા ધોળા ડાઘ પડે છે.

**૧૧—ખસ અને દાદરપર ચમત્કારીક દવા**—પારો, જીરૂ, શાહજીરૂં, હળદળ, દારૂહળદળ, મરીઆં, સિંધુર; ગંધક, અને મનસીલ એ સરવેનું ચુરણુ કરી ધી સાથે મેળવી ત્રણુ વખત લગાવવાથી ખસ, દાદર, ખરજ, વગેરે દુર થાય છે.

**૧૨—ચમત્કારીક શંખદ્રાવ**—આકડો, ખરસાંડી, થોર, આમલી, ખાખરો, કાળા તલનું ઘાસ, અઘેડો, ગોખરૂ, કોડી, શંખ. એ સર્વની ભસમોના ખાર, પારો, પંચલવણ, પંચખાર, સરવેથી ત્રણુગણો ગંધક, સિંધવ, હીરાકશી, ફટકડી, નવસાર, શુરોખાર, એ સરવેની કજળી કરી ઊર્ધ્વનલીકા યંત્રની સહાયતાથી અરક કાઢવો. એ અરક જુજ માત્રામાં લેઇ કાચની નળીમાં ભરી દાંતે ન લાગવા દેતાં પીવાથી, ગોળો, પીડ, બવાસીર; બરોળ જળોદર, વાતોદર, ઊદાવરત વગેરે અનેક પ્રકારના પેટના રોગો અકસીર રીતે નાશ થાય છે. આ અરક એટલો તીવ્ર થાય છે કે તેની અંદર સોય, કોડી શંખ વગેરે નાંખવાથી તત્કાળ તેનું પાણી થઇ જાય છે, આ અરકનો ઉપયોગ કરનારે પથ્ય પાળવું.

**૧૩—ફક્ત એકજ દિવસમાં નપુશકતા દુર કરવાનો પ્રયોગ**—સુંદર ખાખરાનું લીલું ઝાડ જોઇ તેના મુળીઆંને ઉઘાડાં કરી તેમાં ચીરા દેવા, બાદ તે મુળીઆં નીચે ઘી ભરી રાખવાનું માટીનું એક ચોપડું વાસણ મુકી મુળીઆં ઉપર અગ્નિ સળગાવવો એટલે તાપના લીધે તે મુળીઆમાંનો રસ નીચેના માટીના વાસણમાં પડશે તે રસમાંથી થોડો એક લેઇ નાગરવેલના પાનપર ચોપડી તેમાં મરાઠી નામની વનસ્પતિનું એક ફેંડવું ઘાલી ખાવાથી એકજ દિવસમાં પુરૂષાતન આવશે. ઉતાર—સ્ત્રી સંગ કરવો.

**૧૪—વિર્યસ્તંભન ઔષધિ**—કેસર એક તોલો, લવીંગ બે તોલા, જાયફળ ૩ તોલા, અફીણ ચાર તોલા, અને કસ્તુરી બે વાલ એ સરવેનું ચુરણ કરી મધની સાથે બે રતી વજનની ગોળી વાળવી સાયંકાળે એક ગોળી ખાઇ તેપર દુધ પીવાથી વિર્ય એટલું સ્તંભન થશે કે જ્યાં સુધી કોઇ જાતની ખટાશ ખાશે નહીં ત્યાં સુધી વિર્ય છુટશે નહીં. આ દવાનું દરરોજ સાંજ સવાર સેવન કરી તે પર પૌષ્ટિક ખોરાક ખાવાથી વીર્યસ્તંભવન થવા ઉપરાંત નપુસકપણું દુર થઇ, ધાતુ, બળ, પુષ્ટિ, કાન્તિ, બુદ્ધિ, સ્મરણ શકિત, જઠરાગ્નિ વગેરેમાં અત્યંત વધારો થશે.

**૧૫—ગમે તે ધાતુનો ભસ્મ કરનારી વનસ્પતિ**—અજગંધા કે જેને ગુજરાતી ભાષામાં માળી તુળશી કહે છે તેના પાનાની લુગદી સાથે સોનું, રૂપું, તાંબુ, વગેરે હરેક ધાતુને સંપુટમાં મુકી ગજપુટની અગ્નિ આપવાથી ઉત્તમ ભસ્મ થાય છે. પરંતુ ભસ્મ કરવા પહેલાં તે વનસ્પતિના રસમાં ધાતુને એકસો વખત શોધવી જોઇએ.

**૧૬--પ્રમેહ તથા પ્રદર રોગપર ચમત્કારીક ઐાષધિ—** વાંસકપુર, ચીની કબાબ, નાગકેસર, અને એલચી દાણા સમ ભાગ લેઇ વસ્ત્ર ગાળ ચુરણ કરવું, બાદ તે ચુરણ પલળે એટલું ઉત્તમ ચંદનનું તેલ લેઈ તેમાં તે બુકીને ભીંજાવી રાખી નાની સોપારી જેવડી ગોળીઓ વાળવી. સવાર તથા સાંજે ચાર તોલા ઠંડું પાણી લેઇ તેમાં અરધો તોલો સાકર તથા એક ગોળી મેળવી ખાવાથી અઢાર કલાકની અંદર પ્રમેહ તથા પ્રદરની બળતરા એકદમ દુર થઇ જઈ; સાત દિવસમાં તે બન્ને દરદો દુર થાય છે. પરહેજ પાળવી ફક્ત ઘઉં, તુવેર, ઘી અને સાકરનોજ અહાર કરવો.

**૧૭--શ્વાસ તથા ખાંસીપર અજાયબ ઐાષધિ**--ધોળા આકડાના મુળ ઉપરની છાલ, સફેદ મરીઆં, અને ૭ વરસનો જુનો ગોળ એ સરવેની ગોળીઓ કરી ખાવાથી ઘણા જુના વખતનો શ્વાસ તથા ખાંસીનો રોગપણ દુર થાય છે.

**૧૮--વિચિત્ર વિવેચન**--કડવા તુરીયાનાં બીજ, કડવા તુમડાનો ગરભ, કુકડ વેવનાં ફળ, નસોતર, શોધેલો નેપાળો, હરડાં, બહેડાં, આંબળાં, સુંઠ, મરી પીંપર, ઇંદ્ર વાયણીના મુળ, ગુલાબના ફુલ, ખાખરાનાં ફુલ, મેંઢીઆવળ, એરંડાનાં મુળ, ચણોઠીનાં બીજ, ગરમાળાનો ગોળ, ભોંયરીંગણીનાં ફળ, આકડાનાં મુળ, એ સરવે સમાન ભાગ લેઇ તે સરવેથી ચારઘણું ખરસાંડી તથા થોરનું દુધ અને ઘી નાંખી સોળ ઘણા પાણીમાં ઉકાળો કરતાં જ્યારે સઘળું પાણી તથા દુધ વગેરે બળી જઈ ઘી માત્ર શેષ રહે ત્યારે ઉતારી લેઇ ગાળી લેવું. એ ઘીનું દુંટી (નાભી) ઉપર સારી રીતે મરદન કરવાથી જુલાબ લાગશે. જુલાબ વાળવો હોય ત્યારે લેપને સારી રીતે ધોઇ નાખવો.

**૧૯—પ્રઈરાટ સ્વરૂપ દરશન**—શુકલ પક્ષની બારસથી પુનેમ સુધીના દિવસોમાં જ્યારે ચંદ્ર નિરમળ રીતે પ્રકાશતો હોય, ત્યારે એક સપાટ મેદાનમાં જઇ સ્થિર ચિતે આંખની મીટ માર્યા સિવાય થોડીવાર સુધી આપણી છાયા તરફ એકી નજરે જોઇ રહી પછી એકદમ આકાશ તરફ જોવાથી આકાશમાં એક અતિ ઘણું ભયંકર રૂપ માલુમ પડે છે.

**૨૦—દિવ્યજયોતીમય શાહી**—ફોસફરસ ૪ વાલ, તથા તજનું અગર ઓલીવ કે કોપરેલ તેલ બે તોલા લેઇ, એક કાચની આતસી શીશી અગર ચીનાઇ માટીથી શીશીમાં ભરી મજબુત બુચ મારી તે સારી રીતે મિશ્ર થાય ત્યાં સુધી; બાટલીને ધીમા તાપપર રાખવી. બાદ એ શાહીથી લખાણ લખવું, જે અજવાળામાં બીલકુલ વંચાશે નહીં, પરંતુ અંધારામાં લઇ જવાથી સ્પષ્ટ વાંચી શકાશે. તેમજ આ શાહીને શરીરે લગાવી અંધારામાં ફરનાર માણસ પણ અગ્નિ સમાન માલુમ પડે છે.

**૨૧—પીશાચ દરશન**—કોઇ માણસના મ્હોડાપર ફેઇસ પાઉડર ( જે ગોરા લોકની ઓરતો બહાર જતી વખત લગાવી જાય છે, તથા નાટકશાળા વગેરેનાં માણસો સફેદ મ્હોં થવા લગાવે છે તે ) લગાવવા, જેથી તેનું મ્હોં ઘણું સુંદર દેખાશે. બાદ એક આરસીપર હાઇડરોકલોરીક એસીડ ચોપડીને તે આરસી તેને મ્હોં જોવા ને આપશો, તો પ્રથમ તો તેને પોતાનું મ્હોં સફેદજ દેખાશે, પરંતુ થોડીવારમાં હાઇડરોક્લોરીકમાંથી નિકળતો ગ્યાસ તેના મ્હોંપર લાગવાથી એક વાંદરાના જેવો કાળો મેંશ તેના મ્હોંનો રંગ થઇ જશે જેથી આમ અકસ્માત રીતે તેના મ્હોંનો રંગ કેમ બદલાઇ ગયો,

તેની મંડળીને માહીતી ન પડવાથી તે ખરેખરી અજાયબીમાં પડશે.

**૨૨--સજીવ યમપુરી દરશન**—કેટલાંક માણસોને ભેગાં કરી કહેવું કે હું મારી વિદ્યાના બળે સદેહે યમપુરીમાં દરશન કરી શકું છું, તે વાત જો તમે ન માનતા હો તો તમને પણ યમપુરીના દરશન કરાવું. મંડળીએ હા પાડયા પછી તેઓ સઘળાંને લેઇ એક મકાનમાં જઇ તેનાં સઘળાં બારી બારણાં બંધ કરવાં, અને થોડી એકવાર કંઇ મંત્ર, તંત્રનો ઢોંગ કર્યા બાદ કેટલીક રકાબીઓમાં મીઠું મેળવેલો ચોખ્ખો સ્પીરીટ ( પીવાનો દારૂ ) ભરી સળગાવવો. બાદ જે તેલના દીવા તે મકાનમાં રાખેલા હોય તે બુજાવી નાંખી ફક્ત આ સ્પીરીટના દીવાઓનોજ પ્રકાશ પડવા દેવો જેથી આખા મકાનની અંદરની વસ્તુઓ, માણસો, અને તેમના પોશાકમાં વીચીત્ર ફેરફાર માલુમ પડશે. કારણ સ્પીરીટમાં મીઠું મેળવી તે સ્પીરીટને સળગાવવાથી તેનો જે ઉજાશ પડે છે તેમાં એવો ચમત્કાર રહેલો છે કે જેટલી જગોમાં તે પ્રકાશ પડે છે તેટલી જગામાં બેઠેલા માણસો, વસ્તુઓ વગેરે ગમે તે રંગનાં હોય, એટલે તે જગોમાં જો લાલ, કાળી, લીલી, ગુલાબી આસમાની. સફેદ એવી ગમે તેટલા રંગની વસ્તુઓ, પ્રાણીઓ, વગેરે રાખેલાં હોય અગર ગમે તેટલા જુદા જુદા રંગના પોષાકો પહેરીને માણસો બેઠેલાં હોય તે સઘળાંનો રંગ બદલાઇ જઇ સઘળી ચીજો ફક્ત પીળાજ રંગની છે એમ માલુમ પડે છે. સિવાય બીજો ફેરફાર એ થાય છે. કે ત્યાં આગળ બેઠેલાં માણસોમાંથી જો કે કેટલાંક વૃદ્ધ, કેટલાંક તરૂણ, કેટલાંક બાળકો અને કેટલાંક અતિ ખુબસુરત અગર બદસીકલનાં કે દુબળાં. અગર પુષ્ટ હોય તો પણ તે સઘળાંના મ્હોંનો ચહેરો બદ-

લાઇ જઈ જ્યારે કોઇ માણુસ મોતની છેલ્લી ઘડીએ જઈ પહોંચેલું હોય છે ત્યારે તેનો ચહેરો જેવો ભયંકર લાગે છે એ રીતે મંડળીના સગળાં માણુસોનો ચહેરો પણ જાણે તેઓ સઘળા મરવા પડયાં હોય એવો ભયંકર તથા દયાજનક લાગે છે. તેથી સૌ માણુસો એક બીજાનો ચહેરો જોઇ હસવાજ મંડી જાય છે. પરંતુ પોતાની પણ એવીજ સ્થિતિ થયેલી છે એમ ભાગ્યેજ વિચાર કરે છે. આ રીતે દારૂ કે જેને આપણુ ધિક્કારી કાઢીએ છીએ, તથા મીઠું કે જેને એક સાધારણુ ચીજ જાણીએ છીએ તેઓના સંયોગમાં આવો વિચિત્ર ચમત્કાર રહેલો છે, પરંતુ હતભાગ્ય હીંદુસ્તાન! તારાં તનુ-જોમાં અજ્ઞાન અને આળસે એવું તો ઘર કરેલું છે કે તે આવા સહેલા પ્રયોગો શોધી કાઢવાને પણ શક્તિમાન નથી. તો પછી દેશો-જતિક કળાઓ શોધી કાઢવાને તો આશાજ શું કામ કરવી. ( આ પ્રયોગ ) રાત્રિના વખતે કરવો. અને જો ઉપર કહ્યા મુજબ બરોબર અસર ન થાય તો દારૂમાં થોડુંએક વધારે મીઠું ઉમેરવું. તથા રકાબીમાં એકદમ સઘળો સ્પીરીટ ન પુરતાં પ્રથમ થોડો નાંખી તે સળગાવી જેમ જેમ બળતો જાય તેમ તેમ થોડો ઉમેરતા જવું કારણુ એકદમ સઘળો પુરવાથી તે સઘળો એકી વખતે સળગી ઉઠી થોડી વારમાં ખલ્લાસ થશે. )

૨૬—ભવિષ્ય કથન—આશરે પાંચ છ વાલ જલદ ગંધકના તેજાબમાં એક વાઇન ગલાસ ( દારૂનું પ્યાલું ) પાણી ઉમેરી તેનાથી એક કાગળ ઉપર કંઈ પણુ લખવું. જે સુકાયા બાદ કાગળ કોરો જણાશે. પરંતુ તે કાગળપર શું લખેલું છે તે બરાબર રીતે યાદ રાખો. બાદ કેટલીક મંડળી આગળ કહો કે તમે વગર પુછે પાર-

કાના મનનો વિચાર જાણવાને શક્તિમાન છો અને તે વાતની જો મંડળીને ખાત્રી ન થતી હોય તો કોઇ એકાદ માણસ પોતાના મનનો વિચાર કોઇને પણ ન બતાવતાં એક કાગળ ઉપર લખે, મંડળીમાંથી એકાદ માણસ તેમ લખવાને તૈયાર થયો કે તરતજ આપણે કહેવું કે, આ માણસે શું લખવા ધાર્યું છે તે મેં મારી વિદ્યાના જોરથી જાણી લીધું; તેથી હું હમણાંજ તેના મનની વાત એક કાગળપર લખીને મંડળીને આપું છું. એમ કહી પેલા કાગળ પર ગંધકના તેજાબથી જે બીના આપણે લખી રાખેલી હોય તે બરાબર અક્ષરે અક્ષર એક કાગળપર પેનસીલથી લખી તે કાગળ બંધ કરી મંડળીને પકડવા આપવો. ( કોઇ કાગળ ફોડીને વાંચે નહીં તેની તપાસ રાખવી ) બાદ પેલા લખવા તૈયાર થયેલા માણુસના હાથમાં જે કાગળ પર આપણે ગંધકના તેજાબથી લખેલું હોય તે કાગળ આપવો, તેને તો એ કાગળ કોરોજ દેખાશે ) અને એક શાહી ભરવાના ખડીઆમાં ટીંકચર ઓફ આયોડાઇન ( આયોડાઇનનો અરક ) ભરી તે ખડીઓ તથા એક કોરી કલમ તેની આગળ મુકી ( આપણે પ્રથમ ગધકના તેજાબથી જેમ લખ્યું હોય તે કરતાં આડી લીટીઓમાં ) તેના મનના વિચારો લખવા કહેવું. તેણે લખ્યા બાદ આપણે થોડાએક દેવતાના અંગારા લાવી તેનાપર ધુપ નાંખી મ્હોડેથી કંઇ મંત્ર બોલવો, અને તેનું લખેલું લખાણ અગ્નિપર પકડી રાખવા કહેવું, થોડીવાર એમ અગ્નિપર પકડી રાખ્યા બાદ મંડળીના એક માણસને ત્યાં આગળ બોલાવીને તેના હાથમાં કાગળ આપી વાંચવાને કહેવું. તેણે તે કાગળ વાંચી રહ્યા બાદ મંડળીના હાથમાં આપણે લખીને આપેલી ચીઠી પણ વાંચવાને કહેવું જે

વાંચી જોયાથી બંને કાગળોની એકજ મતલબ સાંભળી મંડળી અતિશય અજાયબીમાં પડશે. તે ઉપરાંત લખનારની અજાયબીનો પારજ નહી રહે, કારણ તેના મનથી તો તેણે બીજી બાબત લખેલી હોય છતાં તે આમ એકાએક બદલાઇ કેમ ગઇ .તેની તે અજાયબીમાં પડશે. જ્યારે આપણે તેને ગાંડાંમાં ગણી કાઢીશું. ( લખાણ બદલાઇ જવાનું કારણ એમ બને છે કે કાગળને અગ્નિપર ધરવાથી આયોડાઇનના અક્ષરો ઉડી જઇ ગંધકના અક્ષરો પ્રગટ થાય છે. લખાણ કાગળની એકજ બાજુ કરાવવું. )

**૨૪—ભુત સાબીત કરી બતાવવું**--એક કાચના વાસણમાં અરધો પોણો તોલો નાઇટરેટ ઓફ એસોનીઆના ગાંગડા નાંખવા. બાદ તેને એક સ્પીરીટ ( ચોખ્ખો દારૂ ) ના દીવા ઉપર ધરવું એટલે તે ગાંગડાઓ ઓગળવા માંડી તેમાં એક જાતનો ગ્યાસ નિકળે તેને એક મોટા રબરના ફુકામાં ભરી રાખો. ફુકા સાથે એક મજબુત ઢાંકણાવાળી નળી જોડી રાખેલી હોવી જોઇએ, તથા ફુકામાં ગ્યાસ ભરી રહ્યા બાદ તે નળીના છેડાનું ઢાંકણું મજબુત બંધ કરી રાખવું જોઇએ. એવી રીતે ફુંકાને તૈયાર કર્યા પછી તમે મંડળી આગળ જાહેર કરો કે તમે એક ભુતને વસ કરેલો છે, અને તે જો મંડળી ન માનતી હોય તો એક માણસના શરીરમાં હુ તે ભુત ઉતારી બતાવું છું. મંડળીમાંથી એકાદ માણુસ પોતાના શરીરમાં ભુતને લેવા તૈયાર થાય; કે તેને પ્રથમ તેના પેટમાંની સઘળી હવા બહાર કાઢી નાંખવાને કહો. જેવો તે હવા કહાડી રહે કે પેલી નળી તેના મ્હોંમાં મુકી ઢાંકણું ઉઘાડી નાખી બહારની હવાને બદલે નળીમાંથી હવાનો દમ લેવાને તેને કહો, જેવો તે હવાનો તે દમ લેશે તેવોજ તેની

વરતણુકમાં અજાયબ જેવો ફેરફાર માલુમ પડશે. પહેલાં જો કે તે ઘણુ નરમ સ્વભાવવાળો હશે તો પણ હવે તેના શરીરમાં જેમ ભુત ભરાયો હોય તેમ ઘડીકમાં હસવા, ઘડીકમાં રડવા અને બીજા અનેક પ્રકારના ચાળા કરવા માંડશે. તથા પોતે જાણે મોટા પહેલવાન મલ્લ હોય તેમ બીજાઓને મારવા દોડશે. તથા મોટી ભારે વસ્તુઓ ઉઠાવવા વળગી જશે.

**૨૫—બાટલીની અંદર પૃથ્વી, સમુદ્દર, હવા અને આકાશનો દેખાવ**—કાચની એક સફેદ બાટલીમાં કેટલાક રંગ બેરંગી કાચના કડકા ત્રણ ચાર આંગળ સુધી ભરી તેના ઉપર લીલા રંગનું પાણી ભરો. બાદ તેપર તલનું તેલ અને તેની ઉપર ગંધકનો આસમાની તેજાબ નાખો. આ ચીજો એકત્ર ન થઇ જતાં બાટલીમાં અલગ અલગ રહી જુદા જુદા રંગે ચળકશે, તે એવી રીતે કે સૌથી તળીએ વાળા કાચના ટુકડા પૃથ્વીની સમાન, તેપરનું પાણી દરીઆની માફક, તેલ હવાના રૂપે, અને તેજાબ આકાશની સમાન ચળકશે.

**૨૬—જાદુઇ સાપ**—નાઇટરેટ ઓફ મરકયુરીને ધીમે ધીમે સલફો નાઇટ ઓફ પોટાસીયમના પાણીમાં નાંખવું આ બન્ને દવાઓ મીશ્ર થતી વખતે તેમાંથી લાલ રંગનો ધુમાડો નીકળવા માંડશે તે સુંઘવો નહીં, કારણ તે ઝેરી છે જેથી આ મીશ્રણ પણ ખુલ્લી હવા વાળી જગોમાંજ કરવું; કે જેથી તે ધુમાડો આપણને ન લાગતાં હવા સાથે મલી જાય. આ મીશ્રણ કર્યાને થોડીક વાર થશે એટલે તે સ્વચ્છ થયેલું દેખાશે. અને તેના તળીએ એક જાતનો ધોળો ભુકો બેઠેલો માલુમ પડશે. આ ભુકાને બ્લોટીંગ પેપર વડે ગાળી

લેઇ તેમાં જરા ગુંદરનું પાણી અને ઘણોજ થંડો સુરોખાર વાટીને નાંખવો. બાદ તેમને સારી પેઠે ઘુટીને નાની પેન્સીલ જેવી જાડી અને ૧।। ઇંચ લંબાઈની એવી તેની સળીઓ બનાવવી. તે સળીઓ સુકાયા બાદ તેમાંથી એક સળી લેઇને એક બાજુથી સળગાવવાથી તેમાંથી મોટા સાપ જેવા ગુથળાં નીકળશે. જેઓ ફક્ત આટલી નાની સળીમાંથી ઉત્પન્ન થયેલાં હોવા છતાં આશરે ૨૫ ) ફીટ લાંબા થશે.

૨૭—**બીજી રીત**—સલ્ફોસાયાઇટ આફ મરકયુરી ( Sulyhocyanide of Mercury ) લેઇ તે ગોળીઓ બાંધવા માફક નરમ થાય એટલા માપથી તેમાં છરીથી બારીક કરેલું સ્વચ્છ મીણ મેળવવું. બાદ તેની ગોળ લાંબી અને પેન્સિલ જેવી જાડી સળીઓ કરવી, એ સળીઓમાંથી એકાદ લેઇ સળગાવવાથી ઉપર મુજબ થશે. આ મિશ્રણ ઝેરી હોવાથી તેનો ધુમાડો કોઇને ન લાગે એ સાવચેતી રાખવી.

૨૮ **ગર્ભસ્થંભન ઔષધી**—રવીવારે પવિત્ર થઇ જેઠીમધનું મૂળ લાવી ગર્ભવંતી સ્ત્રીની કમરે બાંધવાથી તેનો ગર્ભ પડતો અટકશે.

૨૯—**સુખે પ્રસવ કરવો**—જે સ્ત્રી પ્રસવ વખતે કષ્ટાતી હોય તેના મસ્તક અગર કમરમાં અધેડાનું અથવા આંકડો, ઊકંટો, ભોંયરીંગણી કે કલીહારીનું મુળ બાંધવાથી તત્કાળ પ્રસવ થાય છે. પ્રસવ થતાની સાથેજ મુળ છોડી નાંખવું નહીંતર સ્ત્રીનાં આંતરડાં બહાર નિકળવાનો સંભવ છે..

૩૦ **કાગળપરનું લખાણ દુર કરવું**—નવસાગર, સોહાગીયો

ટંકણખાર, અને સિંધાલુણ લેઇ ખુબ બારીક પીસી લખાણની ઉપર લગાવી તાપમાં મુકવાથી સઘળા અક્ષરો ઊડી જઇ કાગળ કોરો થઈ જાય છે.

**૩૧ બગડેલું ઘી સુધારવું**—એક કડાઇમાં ખરાબ થયેલું ઘી ભરી તેમાં એક ડુંગરીનો કાંદો નાંખી ચુલે ચડાવી નીચે અગ્નિ કરવો. જ્યારે ઘી સારી પેઠે ઊકળવા લાગે ત્યારે નિચે ઉતારી ડુંગરીનો કાંદો કાઢી નાંખી ગાળી લેવું.

**૩૨ કોઇપણ ચિત્ર વગેરેની નકલ લેવાની રીત**-ફટકડી અને સાબુ સરખા ભાગે લેઇ તેનું ઘાડું પાણી કરી, તેમાં એક સફેદ કાગળને ભીંજાવવો, બાદ જે ચિત્રની નકલ લેવાની હોય તેનાપર એ ભીંજવેલો કાગળ બરાબર સફાઇથી મુકી તેપર કપડું ઢાંકી દાબી કાઢવો. જેથી તેપર ચિત્રની નકલ આબેહુબ ઉઠી આવશે.

**૩૩ બાટલીમાં અરીસો ઉતારવો**--અબરખનો એક ચોખંડો કડકો લેઇ તેની એક બાજુ આરસાની માફક કલાઇ કરી આરસાના જેવોજ કાગળ ચોટાડવો. બાદ બાટલીમાં ઘઊંના લોટની લાહી લગાવી એ અબરખના ટુકડાને બેવડો વાળી હળવે રહીને બાટલીમાં ઉતારી ચોટાડી દેવાથી, જાણે બાટલીમાં ખરેખર બીજો આરસાનો કાચ ઉતારેલો છે એમ જોનારાઓને લાગસે.

**૩૪ વીંછીના ઝેરનો બીજો ઉપાય**—પાણી સાથે હીંગ ઘશી ચોપડવી, અથવા કપાસની જડ અથવા વજ, દાંતોથી ચાવી કાનમાં ફુંક મારવી, નેપાળાની મીજ પાણીમાં ઘસી ચોપડવાથી વિછીંનું ઝેર નાશ પામે છે.

**૩૫ સરપના ઝેરનો બીજો ઉપાય**—મોરથુથુ અને જાયફળ

ગાયના દૂધમાં ઘસીને પકાવી પીવાથી સર્પનું ઝેર ઉતરી જાય છે અથવા કુટકી (કડુ) તાલ મુસ્રી (મુસળી) નું ચુર્ણ પાણી સાથે મેળવી સેવન કરવાથી સર્વ વિખદુર થાય છે.

૩૬ હીંગાષ્ટક ચુર્ણ—સુંઠ, કાળાં મરી, પીંપર, અજમોદ, સિંધવ ખાર, જીરૂ, શાહીજીરૂં, સેકી હીંગ, એ સર્વ બરાબર લેઇ ચુર્ણ કરવું, તથા અદરખ ( આદુ )ના રસમાં ગોળીઓ વાળવી, આ ચુર્ણનું સેવન કરવાથી વાયુ સંબંધી રોગોને દુરકરી જઠરાગ્ની પ્રદિપ્ત કરે છે, ભૂખ વધારે છે, અજીર્ણને માટાડે છે.

૩૭ વડવાનળ ચુર્ણ—સિંધવ ખાર ટાંક ૨. પીંપીરીમુળ ટાંક. ૨, ચવક ટાંક ૩. ચિત્રક ટાંક ૫, સુંઠ ટાંક ૫, હરડેદળ ટાંક ૫ એની બરાબર સાકર લઇ ચુર્ણ કરી પ્રતિદિન સેવન કરે તો અજીર્ણ મગદુર થઇ ભુખ સારી લાગે.

૩૮ લવંદર બનાવવાની રીત—લવંદરની ફૂલ સાથનીતા જીના ડાંખલીઓ. સાત રતલ લઇ દશ બાતલી રેક્ટી ફ્રાઇદ સ્પીરીટમાં એક અઠવાડીયું સુધી બોળી રાખવી. પછી તેમાં પાણી ત્રણ બાટલી અને નીમક ત્રણ રતલ ઉમેરી સઘળાંને બરાબર પીંગળાવી જંતરમાંથી દશ બાટલી જેટલું ગાલી કાઢવું.

૩૯ હંગરી વોટર બનાવવાની રીત—રોઝ મેરીનું તેલ ૧॥ ડ્રામ, લંવદરનું તેલ અરધો ડ્રામ, નારંગીનાં ફ્લનું પાણી અરધો પેંત અને રેક્તી ફ્રાઇડ સ્પીરીટ દોઢ પેંટ એ સઘળાને મેળવી નાંખો.

૪૦ કોલન વૉટર—એસેન્સ ઑાવ બરગે મોત એક ડ્રામ, ઍસનસ ઓાફ લૅમન એક ડ્રામ, નારંગીનું તેલ અરધો ડ્રામ, ઑાઇલ ઑાવ નૅરોલી વીસટીયાં, ઑાઇલ ઑાફ રોઝમરી દશ ટીપાં, અં·

બરનો અર્ક ૧ ટીપું અને રેક્ટી ફાઇડ સ્પીરીટ અરધો પેંત આ સઘળાંને મેળવો.

**૪૧ બુટને માટે બ્લાકીંગ**—ગોળ એક રતલ, હાથીદાંતની કાજલ સવા રતલ, અને મીઠું તેલ બે રતલ લઇ સઘળાંને સરખી રીતે એક રસ કરો, પછી તેમાં એક લીંબુ નીચવો યાતો એક ટાઇન ગલાસ ભરીને સરકો નાંખો, અને તે મેલવણી એક રસ કીધા પછી આસતે આસતે તેમાં ઘટે એટલું પાણી ઉમેરતાં જાઓ અને દહોવતા જાઓ, અથવાતો નીચલી મેળવણી વાપરી તેને પણ ઉપર મીસાલેજ બનાવો.

| | |
|---|---|
| હાથી દાંતની કાજલ. ... | ...૨ રતલ, |
| ગોળ. ... ... ... | ...૧ ,, |
| મીઠું તેલ. ... ... ... | ...૦। ,, |
| સલફ્યુરીક એસીડ. ... | ...૦। ,, |
| પાણી. ... ... ... | ...જેટલું જોઇએ તેટલું |

**૪૨ હાડકાં રંગવાની રીત**—હાડકાંની કોઇપણ બનાવત રંગવી હોય તો તેને પહેલા ફટકડીનાં પાણીમાં ઉકાલવી જોઇએ. અને જે રંગ તે ઉપર ચહાડવવો હોય, તે રંગ પીશાબમાં પીગાલવો જોઇએ.

**૪૩ દાંતનું મંજન**—ચાક અરધો આઉંસ, હીરાબોળ એક દ્રામ, કેવડાની જડ એક દ્રામ, કવીનાઇન ત્રીશગ્રેન, ક્રીમ ઓફ તારતર અરધો ઔંસ, સોપારીનો કોઅલો અરધો ઔંસ, આ સઘળાંનો બારીક ભુકો કરી મેળવી નાંખવાં.

**૪૪ છાપવાની સારી સાહી**—બાલ સામા ઓફ કેંપેલા

અથવા કેનેડા બાલસામ નવ ઔંસ; કાજલ ત્રણ આઉંસ, ગુલી પાંચ દ્રામ, પ્રુશીઅન બ્લ્યુ પાંચ દ્રામ, ઇનડીઅન રેદ અરધો આઉંસ, અને સાબુ ત્રણ ઔંસ, આ સઘળાંને મેળવી બારીક મેંદો કરી અળસીનાં તેલ સાથે મેલવો.

**૪૫ અવાજ સુધારનારી ગોળીઓ**—બે દ્રામ મીનની સાથે ત્રણ દ્રામ બાલસામ ઓફ કોપેબા ગરમીથી પીંગળાવો અને જ્યારે તેઓ બરોબર પીગળી રહે ત્યારે ચુલા પરથી નીચે ઉતારી ચાર દ્રામ જેઠીમધનો ભુકો તેમાં ઉમેરી ત્રણ ત્રણ ગ્રેનની ગોળીઓ બનાવો, આમાંથી બે બે ગોળીઓ દહાડામાં ચાર વાર ગળવાથી અવાજ ઘણોજ સુધરે છે.

**૪૬ કપુરનું તેલ બનાવવાની રીત**—બે ઔંસ કપુરના બારીક કકડા લેઈ એક બાટલીમાં નાંખો. અને તેની ઉપર. ૨) રતલ મીઠું ગરમ તેલ નાંખી મજબુત બુચ મારો પછી જ્યાં સુધી કપુર પીગળી જાય ત્યાં સુધી શીશીને હલાવ્યા કરવી. જ્યારે બધુ કપુર પીંગળી જાય. એટલે કપુરનું તેલ થયું સમજવું.

**૪૭ ગુલાબનું તેલ બનાવવાની કળા**—ગુલાબના ફુલની તાજી પાંખડીઓને એક પોહળા મોહડાની શીશામાં નાંખી પાંખડીઓ ઢંકાય તેટલું તે ઉપર તેલ રેડવું, અને તેનું મોઢું બુચ દઇને મજબુત બંધ કરી તે શીશીને ૪૦) દીવસ તડકામાં મુકવી, પછી તેલને ચોળીને ગાળવું અને જો તેથી વધારે સુગંધ લાવવી હોયતો ફરીથી તે તેલમાં ગુલાબની પાંખડી નાંખી તેને પાછુ ઉપર લખ્યા પ્રમાણે કરવું એટલે તેલ વધારે સુગંધવાળું થશે.

**૪૮ ચોપડીના પુંઠા ઉપર લગાડવાનું વારનીશ**—એક

ઈંડાની સફેતીમાં તેના વજન કરતાં બમણું પાણી નાંખીને સારી પેઠે મેળવી દેવું. પછી ચોપડીના ચામડાના પુઠા ઉપર લગાડવાથી સારી જલેહ આવશે.

**૪૯ આરો મેટીક દાંતનું મંજન**—સમુદ્રશીંગ ૧૦ તોલા, કાળામસઆરોમાસ્ટીક ૫ તોલા કાસ્ટીલ સાબુનો ભૂકો અઢી તોલા, લવંડરનું તેલ ૦ાા દ્રામ એ બધાને બારીક વાટી ભુકો કરી કપડાથી ચાળી તેમાં લવંડરનું તેલ પાછળથી ભેળી. બાકસમાં ભરી મુકવું

**૫૦ કોલસાના દાંતનું મંજન**—સોપારીને બારી તેનો કોલસો કરીને જીણો ખાડી તેને ચાળી તેમાં બે ભાગ ધોયેલા ચાકનો ભૂકો મેળવી રાખી છુંટવું, મોંઢામાંથી વાસ દૂર કરવાને એ મંજન સારૂ છે. અડધો ઔંસ કોયલાની ભુકીએ દોઢ ઔંસ ચાક લેવો.

**૫૧ બીજી રીત**—બદામના છોડીઆની રાખ ૨ ભાગ અને ચાકની બારીક ભુકી ૧ ભાગ નાંખી મેળવી દેવી.

**૫૨ નાચતી જાદુઇ વીંટી**—એક પોલી વીંટી બનાવી તેમાં ઝીણું કાણું પાડવું પછી તે કાણામાં પારો ભરીને કાંણાને મટાડીથી બંધ કરવું. પછી વીંટીને દીવા ઉપર ગરમ કરી ટેબલ ઉપર મુકવી. એટલે જ્યાં સુધી પારો ટાઢો પડશે ત્યાં સુધી ટેબલ ઉપર વીંટી ઉછળ્યા કરશે.

**૫૩ જાદુઇ જુલાબ**—એક સારૂં પાણી છલું (પાણી વાળુ) નાળીએર લઇ તેના મુખ ઉપર કાણું પાડી તેની અંદર નેપાળાનાં છોલી નાંખેલાં બીઆં ઠાંશી ઠાંશીને ભરવાં. બાદ નાળીએરના મુખ ઉપર લાકડાનો મજબુત દાટો દઇ તે નાળીએરને આશરે ૨૦ વીશ દીવસ સુધી ઉકરડાની અંદર દાટી રાખવું. પછી બહાર કાઢી નાળી-

ગોળની અંદરનું કોપરૂ, પાણી, તથા નેપાળાનાં બીઆં ત્રણેને બારીક ખરલની અંદર નાંખીને વાટવા. વટઇ જાય એટલે એક સ્વચ્છ કાચની બાટલીની અંદર ભરી રાખવું. જ્યારે જુલાબ લેવાનો હોય ત્યારે ફક્ત ડુંટી ઉપર તેનો લેપ કરવો જેથી તુરત જુલાબ લાગશે. અને જ્યારે બંધ કરવો હોય ત્યારે ધોઈ નાંખવું.

**૫૪ છત્રીને લગાડવાનું વારનીશ**—ટરપીટાઇન (૨) રતલ, સુરદાસીંગ બારીક વાટેલી ૨ રતલ, અલશીનું તેલ ૨ થી ૩ રતલ, આ બધાને સાથે મેળવી ઘણીજ સંભાળથી ધીમી આંચ ઉપર સારી પેઠે ઊકાળવું. કેમકે ટરપીટન સળગી ઉઠીને આગ લાગશે, પછી પીંછીથી છત્રો અથવા બીજી ચીજને આ વારનીસ લગાડી તડકામાં સુકાવા મુકવું. તેથી તે ઉપર ગમે તેટલો તાપ અથવા વરસાદ પડશે તોપણ તેની અસર થશે નહીં, ડગલા અથવા બીજા કપડાં ઉપર આ વાર્નીસ લગાડયું હશે તોપણ કદી પાણી લાગશે નહીં.

**૫૫ ગૃહકલેશ નિવારણ**—ગોળ, હળદર, ભીલામાં, વાવડીંગ, હરડાં, બહેડાં, આંબળાં, લાખ, લસણ, અને ઘોડાવજ એ સઘળાંની બારીક ભુકી કરી દેવતા પર નાંખી ઘરમાં ધુમાડો કરવાથી ડાંસ, મચ્છર, મગતરાં, માંખો, માંકણ, ચાંચડ, ઉંદર, સાપ, વીંછી વગેરે સરવે જાતનાં નુકસાનકારક જીવજંતુઓ, ઘરમાંથી ભાગી જવા ઉપરાંત હવા પણ શુદ્ધ થશે.

**૫૬ સુસ્વરકરણ**—બ્રાહ્મી, ગોરખમંડી, વજ, સુંઠ, અને લીંડી પીપર સમભાગે લેઇ ચુર્ણ કરી તે ચુરણ એક તોલો લઇ તેટલાજ મધમાં મેળવી હંમેશાં ખાવાથી કોયલના જેવો સુંદર સ્વર થાય.

૫૭ સારસ્વતચુર્ણ—સુંઠ, અજમોદ, હળદર, દારૂ હળદર, જીરૂ, કાષ્ટકાલીજન, લીંડીપીપર, જેઠીમધ, સિંધવ, અને વજ એ-ઓનું ચુર્ણ કરી પરોઢીએ ઉઠી તે ચુરણ એક તોલા લેઇ ઘીની સાથ ખાવાથી યાદ દાસ્ત ઘણીજ વધે. આ પ્રયોગ વિદ્યાર્થીઓને અત્યંત હીતકર છે.

૫૮ માટીના ઘડા ઉપર નાળિયેર ફોડવું—રેતાળ જમી-નમાં આ ખેલ કરવાને બહુ સુગમ પડે છે. રેતાળ જમીન ન હોય તો માટીનો ઢગલો કરી તે ઉપર ઘડો ઊંધો મુકવો પછી એક છાણુ લાવી તેના ત્રણ સરખા કડકા કરી ઘડા ઉપર મુકવા અને જે નાળિએર ફોડવાનું હોય તેનાં છોલાં, વિગેરે કાઢી નાખી જો-નારા લોકોને સમજાવવા માટે કંઇ મંત્ર બોલીને નાળિએર ઉપર જોરથી એક ફટકો અથવા ઘા મારવો જેથી તે ભાગી જઇ કડકા થઇ જાય છે. આવી રીતે જોરથી ફટકો મારતાં નાળિએર ફુટયું અને ઘડાને કંઇ ઇજા થઇ નહીં આમ થવાથી જોનારને ઘણી અજાયબી લાગે છે, પરંતુ ઉપરની બાબતપર વિચા-ર કરતાં કંઇ આશ્ચર્ય લાગશે નહી. નાળિએર ઉપર જ્યારે ઘા પડે છે ત્યારે તેની નીચેના છાણાનાં કડકા કેટલોક ધકકો ઝીલે છે તથા કેટલોક ધકકો ઘડાનીચે જે માટીનો ઢગલો હોય છે તેમાં સ-માય છે. મતલબકે જો ઘડા નીચે માટીનો ઢગલો ન હોય, અ-મર ઉપર છાણાના કડકા ન હોય તો કદિ ફુટયા વગર ઘડો રહેજ નહીં.

૫૯ જાદુથી માણસનું મુખ એકદમ કાળું કરવું—હીરડેનો બારીક ભુકો કરી તેમાં પાણી નાંખી એક રૂમાલ લઇને તે

પાણીમાં બે ત્રણ વખત પલાળી સૂકવી નાંખવો તથા એક ધાસ-ણુમાં અથવા ગ્લાસમાં હીરાકસીનું પાણી તૈયાર કરી રાખવું. ખેલ કરતી વખતે મંડળીમાંથી એક માણુસને બોલાવી પેલું તૈયાર પાણી મોં ધોવા માટે આપવું પછી પેલો રૂમાલ તેને મોં સાફ કરવા માટે આપવો જેથી એક મોટી અજાયબીની સાદે તેનું મોઢું કાળુ થયેલું માલમ પડશે. આમ થવાનું કારણુ હીરાકસી અને હરડેનો મેળાપ થવાથી થાય છે પછી મોઢું સાફ કરવા માટે સાબુવતી ધોઇ નાંખવું જોઇએ.

૬૦ **મેથીને વાવી બે ત્રણ કલાકમાં ઉગાડી ભાજી કરવી**—પ્રથમ મેથીને ચણાના ખારમાં પલાળી પાંચ સાત પુટ આપી તૈયાર કરવી. પછી ખેલ કરતી વખતે જમીનમાં મેથી વાવીને માટી નાંખી ખુબ પાણી છાંટવું, અને જમીન ને તર કરવી જેથી એક બે કલાકમાં તેને ફણુગા ફુટવા માંડશે. ત્રીજે કલાક થતા સુધીમાં પાન સુદ્ધાં ઉગી નીકળશે.

૬૧ **લીંબુમાંથી લોહી કાઢવા વીષે**—રતન જોતના ફુલના રસના અથવા લાલ કપાસના ફૂલનાં પાંચ સાત પુટ ચપ્પાને અગર છરીને દઇ રાખવા પછી આ છરીવતી લીંબુને કાપવાથી લાલ લોહીના જેવો રંગ તેમાંથી નીકળશે.

૬૨ **મંત્ર વિદ્યાથી બુઝવેલા દીવાનું પોતાની મેળે સળગવું**—એક વાસણુમાં દેવતા, ઉપર ગંધકને પીગળાવી તેમાં અડધો ભાગ સુરોખાર મેળવવો એટલે એક તોલો ગંધક હોય તો અડધો તોલો સુરોખાર નાંખવો, બંને ચીજો એક રસ થયા બાદ રૂની બત્તીઓ તેમાં ભાંજાવી નાંખવી. પછી ખેલ કરવાની વખતે

કોડીયામાં તેલ પૂરી તૈયાર કરેલી બત્તીઓ મૂકીને સળગાવવી અને બૂઝાવવી, આ વખતે બત્તીઓને જેમ જેમ બૂઝાવે તેમ તેમ સળગતી જાય છે. આ ખેલ ત્રણ ચાર અગર પાંચ દીવાથી થાય છે. બત્તી પોતાની મેળે સળગવાનું કારણ જ્યાંલગી વાટમાં મોગરો (ગુલ) હોય છે ત્યાં સુધી પોતાની મેળે ગંધક અને સુરાખારના સંયોગથી સળગ્યાં કરે છે.

**૬૩ વીરસાધનથી માટીનું કંકુ અગર અબીલ કરી આપવો**—કંકુ અથવા અબીલને પાણીમાં મેળવી તેની જુદી જુદી ગોળીઓ કરી રાખે છે. પછી કોઇ જાણે નહીં તેમ તે ગોળી જમીન ઉપર નાંખી ચમત્કાર દેખાડતી વખતે જમીન ઉપરથી માટી લે તેવી રાતે બતાવીને તે ગોળી હાથમાં લેઈ બંને હાથ ચોળીને અબીલ અથવા કંકુ કરી બતાવે છે. અને સર્વેને સુંઘાડે છે તેમજ ચાંલ્લાં કરે છે. વખતે આ ખેલ બિછાના ઉપર કરવાનો સમય હોય તો તે ગોળી હાથમાં સંતાડી હાથ ઉપર હાથ ચોળી ઉપર પ્રમાણે ગોળી ભાંગી, કંકુ અથવા અબીલ કરી દેખાડે છે તે જોઇ લોકો આશ્ચર્ય પામે છે.

**૬૪ ફેઇસ પાઊડર**—લોધર, કાળા તલ, જીરૂં, શંખજીરૂ, હળદર, ધોળા સરસવ, ઘોડાવજ, રતાંજળી, કપુર, નાગરમોથ, ધાણા, ઇલાયચી, જેઠીમધ, ગેરૂ, મીણ, રાળ, સિંધવ, મસુરની દાળનો લોટ, દાડમની છાલ, પતંગનાં લાકડાં, સુખડ, વીરણવાળો, હરડાં, આમળાં નખલાં, આંબાની ગોટલી, નાગકેસર, કેસર, કપુરકાછલી, મજીઠ, અગર, કમળકાકડી, જાયફળ, જાવંત્રી, લવંગ, મરી, લોબાન, અને લાખ એ સરવેનું બારીક ચુરણ કરી ભેંસના દુધ અગર માખણ

સાથે મેળવી શરીરે લગાવવાથી અગર એ સરવેમાં સોળગણું પાણી તથા ચારગણું મીઠું તેલ નાંખી ઉકાળો કરી જ્યારે પાણી બળી જઇ તેલ માત્ર બાકી રહે, ત્યારે તે તેલ લેઇ શરીરે લગાવી ચાર ઘડી રહેવા દેઇ સ્નાન કરવાથી; શરીરની કાન્તિ અત્યંત સુંદર થવા ઉપરાંત, ખસ, દાદર, ખીલ, કરોળીઆ ચાઠાં, વગેરે શરીરની ચામડીપર થનારા તમામ રોગ દુર થઇ ઉત્તમ બળ, પ્રાપ્ત થાય, અને સફેદ વાળ પણ કાળા થાય, તેમજ શરીરનો વાસ પણ અત્યંત સુગંધીદાર થઇ જાય છે.

**૬૫ વાણી સ્પષ્ટકરણ**—પહાડમુળ, વજ, મરીઆં, લીંડીપીંપર, ખજુર, સિંધવ, સુંઠ, અકલગરો, અને મીઠાસરગવાના મુળ એ સરવે સરખે ભાગે લેઇ ચુરણ કરી ચુરણથી ચારગણું ઘી અને સોળગણું બકરીનું દુધ નાંખી ઉકાળો કરતાં જ્યારે દુધ બળી જઇ ફક્ત ઘી રહે ત્યારે તેને ઉતારી ગાળી લેઇ દરરોજ એક તોલો ખાવાથી તોતડાપણું, મુંગાપણું વગેરે દુર થઇ વાણી સ્પષ્ટ થાય છે.

**સાર્દુલવિક્રિડિત છંદ.**

વિદ્વાનોનું લખાણરૂપ મહીતે વિચાર પાત્રે ધરી,
તેના યોગ્ય રવૈયો અનુભવી તેણે છણીને ફરી;
છાંડી ઉક્તિ અયોગ્ય છાશ મય ને સત્વ જે શોધનું,
એવું આ નવનિત અર્પણ કર્યું, બહોળું રૂડા બોધનું.



# કિશોરસિંહ અથવા દુ:ખનો પહાડ !

આ હૃદયરંજની નવલકથા આંગ્લવિદ્યાવિશારદ મહાસમર્થ નવલકથાકાર રેનોલ્ડઝ સાહેબની 'કેનેથ' નામક અતિશય અદ્‌ભુત રસાત્મક નવલકથા પરથી ઉપજાવી કાઢેલી હોઇને મધુર, મૃદુ અને મંજુલ ભાષાથી લખવામાં આવી છે. પ્રેમીજનોના પ્રેમમાર્ગમાં આવી પડતાં અત્યંત અસહ્ય સંકટો, રાજ સંસારનાં ભેદ ભરેલાં ભોપાળાં, અદ્‌ભૂત આકૃતિના વારંવાર દેખાતા અવનવા ચમત્કારો, લૂટારાઓની હૃદયને કંપાવનારી લૂટફાટો–બહાદુરીઓ, દીવાનીની અજાયબી ભરેલી ચાલાકીઓ, કિશોરસિંહનો કારાગૃહવાસ, રાજકુમાર વરુણસિંહનું અદ્‌ભુત રીતે ગુમ થવું, એ બદલ કિશોરસિંહપર તેના ખુનનો આરોપ મૂકી તેને ફાંસીના લાકડાપર લટકાવવો, અંતરિક્ષ મદદથી તેમાંથી એકાએક તેનો બચાવ થવો, યોગીના યોગબળથી બ્રહ્માંડને ડોલાવનારી અનુપમ શક્તિઓ, ભેદી રાજતનયનું ભેદી જીવન, એ ભેદી જીવનનાં ભેદ ભરેલાં કામો, નિર્દોષપર તુટી પડતા દુ:ખના પહાડો, ખુનખ્વાર લડાઇઓ, રાજ્યના ભયંકર વિગ્રહો, નીતિ અને અનીતિનાં યુદ્ધો વગેરે ઘણા ઘણા રોમાંચ કારક બનાવોથી આ વાર્તા ભરપૂર છે. મૂલ્ય ભાગ ૧ લાના ૨–૪–૦

ઇંગ્રેજી થોડું ભણેલા માટે નવી સગવડ.

# ધી એંગ્લો કોરસપોન્ડન્સ.

અથવા રોજનો પત્ર વ્યવહાર. આમાં સ્નેહીઓ, સગાંવહાલાં વગેરે સાથેનો પત્ર વ્યવહાર, અરજીઓ, ભલામણપત્રો, વ્યાપારીઓ, ધંધાદારીઓ વગેરેને લગતા સર્વ પ્રકારના પત્ર વ્યવહારનાં જોઇએ તેવા તૈયાર નમુના તથા તેનો ગુજરાતીમાં અર્થ સાથે આપેલો હોવાથી સાધારણ ભણેલાઓને પણ ઘણુંજ ઉપયોગી છે. આ ચોપડી તમે એક વખત ટેબલ ઉપર રાખશો તો તમને તે ટેબલ ઉપરથી ખસેડવાનું મન થશે નહી. આ જ તેની યોગ્યતા બતલાવે છે કે તે કેટલી ઉપયોગી છે. છતાં કીમત માત્ર રૂા. ૧) પોસ્ટેજ માફ.

## અતિ ઉત્તમ ગ્રન્થ ! અદ્‌ભુત અદ્વિતીય ગ્રન્થ !

એક એક નકલ પ્રત્યેક ઘરમાં રહેવી જ જોઇએ !

દરેક ગૃહસ્થે વાંચવું જ જોઇએ.

# કોકશાસ્ત્ર.

આ અમૂલ્ય અદ્વિતિય ગ્રન્થ સર્વોપરી છે. એમાં ઘણા જુનાં જુનાં પુસ્તકો શોધીને યુવાન સ્ત્રી પુરુષોને અતિ ઉપયોગી થઇ પડે એવા ગુપ્ત વિષયો—દવાઓ પ્રગટ થયાં છે. એમાં સ્ત્રી પુરૂષની ચાર જાતિ, તેમનાં લક્ષણ, કામદેવનાં રહેવાનાં સ્થળ, ગુપ્ત આસનોનાં

વર્ણન, સંયોગ માટે તીથી, વાર, નક્ષત્રનો વિચાર, અદ્ભુત વાજી-કરણ, વશીકરણ પ્રયોગો, ગર્ભ રહેવાના ઉપાય, ગર્ભપાત-ગર્ભ-સ્ત્રાવની રામબાણ અનુભવસિદ્ધ દવાઓ, અનેક રોગો ઉપર ઉત્તમ ટુચકા, ઇચ્છાનુસાર પુત્રપુત્રી ઉત્પન્ન કરી શકાય એવા પ્રયોગો, પુરુષ અને સ્ત્રીનાં ગુપ્ત લક્ષણો, રજોદર્શન ફળ, રજસ્વળા કર્ત્તવ્ય, પુત્રપુત્રી થવાના દિવસો, ગર્ભપરીક્ષા, યુવાવસ્થા વીર્ય પ્રભાવ, નપુંસકતા, તેને માટે અનેક ઔષધો, ધાતુની નિર્બળતા, તેની દવાઓ, સ્ત્રીના કમળનો સોજો, ભાંગરાકલ્ક, દિવ્યદષ્ટિ, વગેરે ઉપ-રાંત વૃદ્ધ ના થવાય તે માટે, ગર્ભિણીની અતિસાર માટે, બાળકોના રોગ માટે ઘણી અકસીર જુની ઔષધીઓ શોધીને પ્રગટ કરી છે. કિ. ૩-૦-૦

**આર્ય ઈંદ્રજાળ**—આમા પરચુરણ પરચુણ બધા વિષયો આપેલા છે. જેવા કે મંત્ર-તંત્ર, હાથચાલાકી, મોહિની, મારણ, જાદૂનાં ખેલ, તાવિત, જયોતિષ, વૈદ્યક, સ્વપ્નવિચાર, સામુદ્રિક વગેરે છે. કિં. ૧૨ આના.

**કૌતુકરત્નભાણ્ડાગાર**—(બૃહતઇંદ્રજાળ)મારણ મોહન ઉચ્ચાટન, વશી-કરણ, મંત્ર, તંત્ર તથા બીજા અનેક વિષયનાં ૧૧૩૪ પ્રયોગો છે, સાથે કાર્યસિદ્ધિ કરવાવાળાં કાળી, ભૈરવ, ભૂવનેશ્વરાદિ ઇષ્ટદેવોનાં ૧૬ ચિત્રો છે. ( **हिन्दी भाषामां** ) કિં. ૧૧ રૂ.

# ધી સેલ્ફ ઈંગ્લીશ ઈન્સ્ટ્રક્ટર રાજભાષા,

આ પુસ્તક ઇંગ્રેજી ભણુનારાઓને માટે એક રત્નરૂપ છે. થોડી મહેનતે અને રોજ થોડું થોડું ભણુવાથી આ પુસ્તકના આધારે ઇંગ્રેજી શીખી શકાય છે, વિશેષ ખાત્રી માટે વિદ્વાનો, વર્તમાનપત્રો તેમજ આ પુસ્તક ઉપરથી અભ્યાસ કરનારાઓના અભિપ્રાયો આમા સામેલ છે. પૃષ્ટ સંખ્યા ૩૬૪ છે. આટલી સગવડતા હોવા છતાં કિમ્મત માત્ર રૂ. ૧। પોસ્ટેજ માફ.

**વંધ્યાકલ્પ**—( વંધ્યાચિકિત્સા ) વંધત્વનાં અષ્ટ દોષો શાન્ત થઇ સુસંતિ થવાના ઉપાયો આપવામાં આવ્યા છે. કિં. ૨ આના.

**વદ્યવલ્લભ**—તથા વૈદ્યવંતસ–આમાં અનુભવી તથા અકસીર અને સાદા ઉપાયો આપવામાં આવ્યા છે કે સાધારણુ માણુસ પણુ તે અજમાવી શકે. તે ઉપરાંત આ પુસ્તકમાં શાક દૂધનાન્યાદિના ગુણુદોષ પણુ વર્ણુવેલા છે. કિં. ૪ આના.

**વદ્યજીવન**—અને વૈદ્યવંતસ શ્લોક તેનો કવિતામાં અર્થ તથા ભાષાન્તર. આ પુસ્તકમાં શ્લોકના અર્થ તેમજ કવિતામાં અર્થ એમ ડબલ આપેલા છે. જે થોડીક વખત વાંચવાથી તરતજ યાદદાસ્તમાં રહી જાય છે. પાકું પૂઠું છતાં કં. ૧। રૂ.

**વનસ્પતિશાસ્ત્ર**—શ્રીયુત જયકૃષ્ણ ઇંદ્રજી ફોરેસ્ટ ઓફીસરે એ પોતાની આખી જીંદગીના અનુભવથી આ પુસ્તક લખ્યું છે આમાં ૧૧૧ વનસ્પતિના ગુણ દોષ ઘણાજ ખુલાસાથી આપ્યા છે. આની બરોબરી કરી શકે તેવું વનસ્પતિનું પુસ્તક હજુ સુધી બહાર પડયું નથી. કિં. રૂ. ૧૦ પોસ્ટેજ બાર આના.

**નપુષકાનંદમંદાર**—(કામકુતુહલ) ભાગ ૧-૨ જો. જન્મથી તેમજ કેટલાક રોગોથી અથવાકેટલીક શારીરિક કુટેવોથી હીનવીર્ય(નપુષક) પણું પ્રાપ્ત થાય છે જેથી તેવાં દરદોની સંપુર્ણ ચિકિત્સા તથા તેના ઉત્તમ અસરકારક તથા સહેજમાં બની શકે તેવા ઉપાયો આપવામાં આવ્યા છે. આના ઉપાયો હીનવીર્યોને નવું જીવન આપી શરીરને પુષ્ટ રાખે છે. કી. રૂ. ૧.

**દંપતીસૂત્ર**—અથવા વરવધૂને ખાનગી સલાહ કોક (રતી) શાસ્ત્ર સંબંધી ઘણી માહિતી તથા અપૂર્વ સલાહ છે. કી. ૨ રૂ. પોસ્ટેજ ૪ આના.

**રસરત્ન સમુચ્ચય**—આ રસ ભસ્માદિ સિદ્ધિનું અદ્વિતીય પુસ્તક છે. આમાં ચાંદી, સોનું, તાંબુ, પારદ, સીસું, લોહાદિ પ્રત્યેક ધાતુની શોધન મારણવિધિ તથા તેના યંત્રોની સમજ અપૂર્વ છે કિં. ૪ રૂ.

# પ્રેકટીસ ઓફ મેડીસીન—( ઔષધોનો અનુભવ) ચાલુ

ચાલુ સમયમાં વૈદ્યવિદ્યાપારંગત વિદ્વાનોએ લાંબી શોધના અંતે એવું સિદ્ધ કર્યું છે કે જ્યારે કેટલાંક દરદો ટાળવાને અનાર્ય ( ઇંગ્રેજી ) ઔષધો અપુર્ત છે ત્યારે વળી કેટલાંક દરદો માટે આર્ય ( સ્વદેશી ઔષધો રામબાણ છે, અને તેથી જેઓ વૈદકીય ધંધામાં પુર્ણ કુશળતા ધરાવવાને ઇચ્છતા હોય તેમને દેશી વિદેશી ઔષધોનું જ્ઞાન પૂર્ણપણે જાણવાની ખાસ અગત્ય છે. આમાં તે ખોટ પુરી પાડેલી હોવાથી ગમે તે માણસ કોઇની મદદ સિવાય સ્વતંત્રપણે નાના શહેર યા ગામમાં વૈદકીય દવાખાનું સારી રીતે ચલાવી શકે છે. ગ્લેઝ કાગળ પાકું પુઠું છતાં કિંમત રૂ. ૬. પોસ્ટેજ ૯ આના. ઉપર મુજબ ૨૬ કાગળની કિંમત રૂ. ૪ાા પોસ્ટેજ ૮ આના.

# નુતન હુન્નરસાગર.

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણથી માહિતી આપેલી હોવાથી ગમે તેવો અજ્ઞાન માણસ પણ આપુસ્તક વાંચવાથી હુન્નર શીક્ષીશકે છે.આમાંમીણબત્તીઓ, જુદીજુદીજાતના સુકારંગ,સાબુઓ, વારનીસો, ખેતીવાડી અને જમીનની પરીક્ષા, કાચ, લાખ, ચામડાં, અત્તરો, અર્કો ચાંદી સોના તથા ત્રાંબાના ગીલ્ટ ચઢાવવાની ક્રિયા તેમજ તે સાફ કરવાની રીત તથા લાલ, કાળી, સોનેરી તેમજ રબ્બર સ્ટેમ્પની,

ટાઇપરાઇટરની શાહીઓ, તેમજ મોતી ઉપરના ડાઘ કાઢના વિષે, અપોરીયા, કુક્ષકરણ, શરીરના વાળ દુર કરવાની, શરીર સફેદ કરવા વગેરે જુદી જુદી જાતના મલમોના પ્રયોગો લગભગ ૧૩૦૦ આપેલા છે. શીખાઉ તેમજ અજ્ઞાન માણસોને આ ઘણુજ ઉપયોગી થાય તેમાં નવાઇ નથી. ગ્લેજ ઊંચા કાગળ, પાકું સોનેરી પુઠું, પૃષ્ટ ૩૫૦ હોવા છતાં માત્ર કીંમત બે રૂપિયા.

**મેસમેરીઝમ** ( પ્રાણુપ્રયોગ ) આ એક મેસમેરીઝમનું નાનું પણ ઘણુંજ ઉપયોગી પુસ્તક છે. ચાટક વિગેરે વિદ્યા સાફ સમજાવી હોવાથી અતી ઉપયોગી છે. કિ. રૂ. ૦—૮—૦

# નવદંપતીને શિખામણ.

અજ્ઞાન, વહેમ ખરાબ સોબત, કુટેવો, વિહારનો અતિયોગ સ્ત્રીઓની આરોગ્યતા સંબંધી અણુસમજ, વાંઝીયાપણુ જુવાન વયમાં થતાં અનેક ભયંકર તથા ગુપ્ત દરદો, ગર્ભસંચાર, પ્રસવ અને બાળકની માવજત સંબંધી અજ્ઞાનતા વગેરે કારણથી દુખી થતાં પતીપત્નીઓએ આ પુસ્તક પોતાના નિત્યના મિત્ર તરીકે સાથે રાખવું જોઇએ. તેમાંની માહિતી એટલી સ્પષ્ટ છે કે સ્ત્રીઓ પણુ તે વાંચી શકે છે અને તેમાં જે ઉપચારો દર્શાવેલાં છે તે એવા સરળ છે કે નાના ગામડામાં પણુ કરી શકાય છે. ટુંકામાં દુઃખી ગૃહસંસારને સુખી બનાવવા અને શરીરને નીરોગી રાખવા માટે આ પુસ્તક પ્રત્યેક પરણેલા પુરૂષ કે સ્ત્રી પાસે હોવું જોઇએ. ૫૦ પ્રકરણુ, ૩૦૦ પૃષ્ટ, પાકું પુઠું મુલ્ય રૂ. ૧॥

**પિશાચમંદિર** ભા. ૧-૨ જો—આ નવલકથા એટલી તો હૃદયગ્રાહી અને ચમત્કારિક છે કે, પૃષ્ઠે પૃષ્ઠે જીજ્ઞાસારસની જાણે કે સરિતા જ વહેતી હોય એવો સહજ ભાસ થાય છે. વળી ગુજરાતી વાંચકોને વાંચવામાં વિશેષ સરળતા પડે એ માટે પ્રયોજકે મૂળ અંગ્રેજી વસ્તુ-સંકલનાને ઘણી કુશળતાથી ગુજરાતીમાં ઉતારી છે; આમ હોવાથી વાંચતાં બિલકુલ કંટાળો ઉપજવાનો ભય છે જ નહિ. અરણ્યમાં અત્યાચાર, કિલ્લાનો ગુપ્તભેદ, ભયાનક ચક્રયંત્ર, કેદમાં સપડાયલી કુમારિકા, શ્વેત આકૃતિ, ચક્રયંત્રવાળું ભોંયરું, પ્રેમમંદિર કે પિશાચ મંદિર ? વગેરે પ્રકરણો વાંચતાં આહાર નિંદ્રાનું સર્વથા વિસ્મરણ થઇ જાય તેમ છે. આ નવલકથાના દરેક ભાગમાં **ફોટોઝીંકોનાં પાંચ પાંચ મનહર ચિત્રો આપેલાં** છે. બન્ને ભાગ જુદા બાંધેલાં છે. પાકું પુઠું, બન્ને ભાગ પૃષ્ટ ૬૦૦ છતાં કિમ્મત દરેક ભાગની રૂ. ૨) મુજબ કુલ રૂ. ૪.

**મૃગલોચની** અથવા —માયા પ્રાબલ્ય (સંપાદકઃ-રા. મ. જા. ઠક્કર.) ભાગ ૧-૨-૩-૪ આ નવલકથા વાર્તા પ્રિય વાંચકોને એક વખત વાંચવાની અમે ખાસ ભલામણ કરીએ છીએ. શુદ્ધ સ્નેહનું સ્વરૂપ સમજવું હોય, વફાદાર દોસ્તની દીલોજાન દોસ્તીનું દર્શન કરવું હોય વેશધારીઓના કલ્પનામાં પણ ન ઉપજી શકે એવા અવનવા ચમત્કારોથી પરિચિત થવું હોય, વીર પુરૂષોની વીરતા જોવી હોય તો આ નવલકથા અવશ્ય વાંચજો. પ્રેમિક પ્રેમિકાની વિયોગવ્યથાનો હૃદયવિદારક ચિતાર વાંચતાં તમે અશ્રુજળને અટકાવી શકશો નહિ. પ્રેમ, વિરહ, મિલન, ચમત્કાર, કર્ત્તવ્યનિષ્ઠા, દેશદ્રોહ, દેશભક્તિ

વગેરે સઘળું આ નવલકથામાં છે. આ નવલકથા વાંચતાં તમે આહાર નિદ્રા પણ ભૂલી જશો અને તમારા મુખમાંથી વારંવાર 'વાહ વાહ' ના જ ઉદ્‌ગાર નીકળશે. આ નવલકથાની લોકપ્રિયતા અને રસિકતા માટે એટલું જ કહેવું બસ છે કે, ઉર્દૂ, હિંદી, નેપાલી ઇંગ્રેજી આદિ દેશી વિદેશી ભાષાઓમાં આ નવલકથાની અત્યાર સુધીમાં લાખો નકલો વેચાઇ ગઈ છે અને હજી વેચાય છે. આજે જ મંગાવો. દરેક ભાગનું મૂલ્ય માત્ર રૂ. ૧–૮–૦ કુલ રૂ. ૬–૦–૦ પાકું રૂપેરી પુઠું.

**કલન્દરની કટાર**—અથવા સંસાર ખાંડાની ધાર- નીચ અને શયતાન દોસ્તો કેવી દગાબાજીથી પોતાના દોસ્તોનો ઘાત અથવા ખૂન કરે છે, સ્વાર્થને વખતે તેમનાં દશ્ય કેવાં પાષાણ જેવાં બની જાય છે તથા અંતે એવા દૂરાત્માઓની કેવી દુર્દશા થાય છે, કોમળ હૃદયની કામિનીઓ પ્રેમના માટે કેટલાં બધાં સાહસો વેઠીને જીવનનું બળિદાન આપવાની તૈયારી કરીને તે અન્ય પુરૂષોના પ્રેમને સંપાદન કરે છે, તથ તે ઉપરાંત મહાત્માઓના ચમત્કાર, પિશાચોની પાપલીલા, પિતાએ પિશાચનું સ્વરૂપ ધારીને કન્યાને ભોંયમાં દટાવવી, દીવાનની દુષ્ટતા, પાપીનો ભયંકર જુલમ, જાસૂસોની બહાદુરી, શયતાની ચક્કર, ભોંયરામાંના ભેદ ભરેલાં કુકર્મો, છુપી કટારીનું પરાક્રમ આદિ સર્વ વિષયો વાંચતાં આ સંસાર એ ખાંડાની ધાર જ છે એવો સર્વને ભાસ થયા વિના રહેશે નહિ. મ્હોટી સાઇઝનાં પૃષ્ઠ ૩૪૦ પાકું પુંઠું મૂલ્ય ૨–૦–૦

**સંતપ્ત શયતાન**—અથવા કામાંધનાં કાળા કામ-કામથી અંધ થયેલાં મનુષ્યો આ જગતમાં કયું ભીષણ કાર્ય નથી કરી શકતાં? જગતને ઠગવા માટે ધર્મનિકેતનો સ્થાપી પાપનો પ્રચાર કરનારા, મુખમાં રામ બગલમાં છુરી લઇ ફરનારા, હાથમાં માળા ગળામાં વિષની જવાળાને છૂપાવી રાખનારા, સત્યનો આડંબર ધારી કેવળ અસત્યનો જ વિસ્તાર કરનારા અને પોતાના દગાથી નિરપરાધી, સરળ અને ભોળા, માણુસોનાં ગળાં રેંસનારા આ પૃથ્વીપર અનેક મનુષ્યનામધારી પિશાચો પડેલા છે અને તેવા જ એક મનુષ્ય પિશાચ તથા માનવી પિશાચીકોનું આ નવલકથામાં એક ચિત્ર આલેખવામાં આવ્યું છે. પૃષ્ઠ ૪૦૦ મૂલ્ય ૧-૧૨-૦

